# અલ્લાઉદ્દીન ખુનીનો રાજરંગ

અથવા

# મંડળગઢની મોહિની.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.



આવૃત્તી ૩ જી. પ્રત ૪૦૦.

સંવત ૧૯૮૪ સને ૧૯૨ .

મનહર પ્રીન્ટ[illegible] પ્રેસમાં મોતીલાલ [illegible] પતરામે
છાપી પાનકોર નાકા–અમદાવાદ.

કીંમત ૦–૧૨–૦.

શ્રી

# મંડળગઢની મોહિની

## પ્રકરણ ૧ લું. વાટમાં વિઘ્ન.

વર્ષા ઋતુના પ્રારંભમાં એક દીન પ્રભાતકાળે આરાવળી પર્વત શ્રેણીને નીચે એક રથ દક્ષિણી બળદ જોડી જોતરેલ જતો હતો. બળદ જોડી જેવી બળવાન અને રૂષ્ટ પુષ્ટ હતી તેવીજ શોભાયમાન સજેલી હતી એની શીંગો બહુ મોટી અને અર્ધ ચંદ્રાકાર હતી. સોનાથી અગ્ર ભાગ મઢેલો તથા મધ્યમાં રેશમી ગુલાબી તાસુઓના ઝુલી રહેલા ઝુમખાઓ સહ રૂપાનું અનુપ કોતરણીદાર ખોળું દેદિપ્યમાન હતું. લાંબી લાંબી માંસલ ગરદન પર ગંગાજમની સાંકળો સેલી સાથ અજબ આભા પ્રસારી રહી હતી, મુખ્યત્વે ઘુંટણ પરના ઝાંઝરો અને ઝુલોની ઘંટડીઓનો મધુર નાદ પથિકજનોના મનને આનંદ સાથ શ્રમ દુર કરનાર થઇ પડતો હતો. પ્રમાણમાં વિસ્તારવાળા રથનું છત્ર, રંગ બેરંગી ચિત્રકારી અને સોનેરી લપેટાથી લપેટી લીધેલા તથા ઉપરના સુવર્ણ કળશોથી, ખરેખર લલિત ચકચકિત દીસતું હતું. રથપર ફરકતી ધ્વજા પાપી હૃદયના ધ્રુજાટનું આબેહુબ અનુકરણ કરી રહી હતી. વસ્તુતઃ એ રથ દેવતાઓ કારીગરીનું પાન ગમાવવાને સમર્થ થતા એવા આદમીઓની કારીગરીના સ્તુતિ ગ્રંથ રૂપ, જાણે શોભા મંડપજ હોય તેવો, આરાવળી પર્વતના માર્ગને સામાન્ય ગતિથી ગંભીર બનાવતો જતો હતો. સારથી પણ તાજો માજો મેરાની જવાન, 'રીરપર ટેડી

બત્તી, કાનો પર દાઢી ગળામાં સોનાના કંઠા, મુગિયા, કથ્થઇ રંગનો જામો, સફેદ મીરજાઇ, કમરમાં કટારી, હાથમાં ચાંદીનાં કડાં વગેરે છટામટા યુકત સાવધાનીથી બળદને હાંકતો હતો. રથની સાથે દાસ દાસીઓ, વનની વિટકતા વિષે મંદવાર્તાલાપ કરતા, વનવટી જવાને આતુર આવેશ ભર્યા સિપાહિઓ સાથે પંથ કાપી રહ્યા હતા.

સુર્યદેવ પોતાની નવિન કીરણમાળાથી જંગલનો અંધકાર દુર કરવા કારણે ઉદય પામવા ચાહતાજ હતા કે તુરત જાણે રાત્રીના અંધકારનો નાશ થયો જાણી, તેને સહાય કરવા માટેજ શ્યામ મેઘમાળા સજળદળ લઇ ચારે તરફથી ચઢી આવી. હજુ તો માર્ગ બરાબર સુજતો પણ નહતો, વન વિષે પ્રભાકરની પ્રભા હજુ પ્રવેશ કરવા પામી ન હતી, અંધારૂં હતુંજ તેમાં વેગમાં વ્હેતા વાદળોએ એકાએક અધિક અંધકાર કરી દીધો. ઘટાટોપ વાદળો સાથે વાયુ પણ જોરથી ફુંકાવા લાગ્યો, ધુળ અને સુકાં પાંદડાંઓની ઉડાઉડથી એવો અધિકાધિક અંધકાર છવાઇ રહ્યો કે રથને વીંટી જતા રસાલાને આગળ ચાલવું ભારી થઇ પડયું. મોટી સાવધાની અને શોધથી સર્વે જતા હતા. આણીગમ પેલીગમ એજ નિહાળતા હતા કે વર્ષાના તુફાનથી બચવા માટે કયાંઇ એકાદ સ્થાન મળી જાય. પરંતુ ત્યાં એક પણ એવું સ્થાન નહોતું કે જેના આશરાથી આવતી વિપદથી બચે. જોત જોતામાં વૃષ્ટિ શરૂ થઇ લોકોએ રથની અંદર જળ ન આવે એવા અભિપ્રાયથી કામળો આદિની છાયા કરી પરંતુ વર્ષાનો વેગ ક્રમેક્રમે એવો પ્રબળ થવા લાગ્યો કે સર્વ વ્યર્થ ગયું. એકે ઉપાય ન્હોતો. ત્યાં નતો કોઇ ગામ, નતો કોઈ આશ્રમ, નતો સઘન છાયાદાર વૃક્ષ હતું કે જેની નીચે ક્ષણભર ઠેરી જાય, જંગલી વિકટ માર્ગ અને ઘોર

ઘનઘટાની અંધેરી, તેમાં વરસાદથી ભીંજાયલાં બોજદાર કપડાં ઉચકી કેવી રીતે ચાલવું ? ભારા વિપદની વાતો હતી. છેવટ ગયું પહોર એ તુફાનની વિપદને પણ થયો કાફલો સ્હેજ દુર જવા પામ્યો. વૃષ્ટિ નરમ પડવા લાગી. એ અવસરે કોઇ સામેથી આવતા સિપાહીએ કહ્યું કે ડાબા હાથપર જે માર્ગ જાય છે તે મારગે જતાં થોડેક દુર એક પહાડ છે તે પહાડી પર એક ગુફા છે. તે એટલી મોટી છે કે તમે સર્વ તેની અંદર સમાઇ શકશો. ત્યાં પાણીની પણ સોઇ છે સ્થાન રમણિક છે. વટેમાર્ગુઓ ત્યાંજ ઉતરે છે. પણ ત્યાં જંગલી જાનવરો તથા સુર્ય હવે અસ્તાચળપર જવા ચહાય છે તો લુંટારાનો ડર પણ રાખવો ઘટે છે. સિપાઇના આ કહેવાનો જવાબ આપણા મુસાફરોએ પોતાના ગૌરવને છાજતો આપ્યો કે અમે પણ કમજોર નથી તો ! ભલા સિપાઇ અમે તેજ જગોએ જઇશું એક તો આખો દિવસ પાણીથી પલળ્યા છીએ એક તીરની માફક મંજલ કરતા આવતા હોવાથી ભૂખ્યા અને શ્રમિત પણ છીએ, અને ઉપર રાત આવી છે જેથી બેખોફ અમે એજ જગોએ જશું. આવો નિશ્ચય કરી સર્વ તે પહાડી તરફ તે રસ્તે ચાલ્યા થોડીક દેર બાદ રસ્તો બહુજ સાંકડો આવ્યો, રથને બહુજ સાચવાની અને હુશીઆરીથી હાંકવા માંડયો, કોઇ કોઇ વાર લોકો રથને ટલા મારી ચલાવવા મદદ કરતા હતા. એમ ચાલતાં ચાલતાં એક કલાકને સુમારે તે પહાડીપર જઇ પહોંચ્યા. પહાડીપર જઇ જોતાં ગુફા અને એક વિશાળ મેદાન નજરે પડયાં. છોટાં મોટા વૃક્ષોથી પહાડી આરામ જનક દીસતી હતી. એક નીર્મળ જળની નીક સાધારણ વ્હેતી હતી. આજુબાજુ પથીકોને બીરાજવાને પાટ રૂપ શીલાઓ જડ હસ્તની સુગ્નતાઇ

ધામધુમ કરતી પડી હતી. મેદાનની મધ્યે એક ઝુંપડી જે વનદેવીનું નિવાસસ્થાન હોય, તેવી લતાઓથી ઢંકાએલ નજરે પડતી હતી. ઝુંપડીને ખુલ્લી પડેલી જોઈ એક શખ્સે અંદર પ્રવેશ કરી જોયું તો બહારના દેખાવ સમાન અંદર પણ સ્વચ્છતાથી સુશોભિત જણાઈ. ઓરડાઓમાં પણ પુષ્કળ વરસાદ, આવજાવાનો તથા પવન આવાગમનનો તેમાં અવરોધ નહોતો. સેવકોએ જઈ ગુફા તપાસી. અંધકાર કોઈ જગ્યાથી અંદરનું જોઈ શકાય તેમ નહોતી. રાજકુમારીને માટે ગુફા અને સરદારને માટે ઝુંપડી મુકરર કરવામાં આવી. સરદારે રથની નજદીક જઈ વિનય પૂર્વક અર્જ કરી કે આજ દીનભર મહાન આપદા પડી છે. વરસાદ બંધ પડયો છે. ઉપર રાત આવી છે અને આરામ લેવાને લાયક સ્થાન પણ મળી આવેલ છે, તો આજ્ઞા હોય તો રાત્રીભર આરામ માટે મુકામ કરીયે. સર્વે લોક આ સ્થાને આરામથી રાત્રી નિર્ગમન કરી શકીશું. રથની અંદરથી જવાબ મળ્યો કે જેવી સરદાર સાહેબની મરજી આ આજ્ઞા સાંભળતાંજ સર્વ પોતપોતાનો બેત કરવા લાગી ગયા. બે સેવકોએ ઝુંપડીમાં સરદારના મુકામ માટે એક બીછાનત પાથરી એક બે દાસીઓએ જઈ ગુફા વાળી ચોખ્ખી રાજકુમારીના મુકામ માટે તૈયાર કરી બહારની દાસીઓએ રથનો પરદો ઉઠાવ્યો કે બે મનોહર સ્ત્રીઓ તે રથમાંથી ઉતરી પડી. તેમાં એક પરમ રૂપવતી નવ યૌવન રાજકુમારી હતી. મોહિનીને દાસીઓએ અત્યંત ભાવપૂર્વકથી હાથોના ટેકાવતી આન મર્યાદા સાથે રથથી નીચે ઉતારી ઉતરતાં જ તે રાજકુમારીની ચોગરદમ દાસીઓ હાજર ઉભી રહી, જાણે કુમુદિની વૃંદની મધ્યમાં કમળ કાન્તી પ્રસારી રહ્યું હોય નહિ ! તે કુમારીના અંગ પ્રત્યંગ જોતાં સુંદર અને સુઘડ હતા કે નિરખીએ જોવાની મર્મ

દક્ષતા બતાવવા જ તેને કાં બનાવી ન હોય ! કદમાં ન લાંબી ન ટુંકી, હાથ પગના પંજાઓ ઠાવકા. પાતળીકટી, જંઘાઓ તથા ભુજાઓ માંસલ્ય, એક સરખું નવયોવનના ઉદયવાળું શરીર એવી અનૂપમતાને પ્રાપ્ત હતું કે સુકુમાર માધવીલતાજ જોઇ લ્યો. રમ્ય રાજકુમારી બે દાસીઓના હાથમાં હાથ દઇ આસ્તે આસતે ગુફા તરફ ચાલવા લાગી. તેની ચિતહર ચાલ જાણે માધવીલતા ફુલના બોજાથી લચકા ખાતી ન હોય ? વસ્ત્ર અને હાથપગના ભૂષણોથી તે રાજપૂતાના દેશના રાજકૂળની શોભા છે એમ સ્પષ્ટ વિદિત થતું હતું તેની અવસ્થા સુમારે પંદર સોળ વર્ષની હતી.

ગુફાની અંદર જતાં જ દાસીઓએ ભીંજાયલાં વસ્ત્રો બદલાવી નવીન સુકા વસ્ત્રો પહેરાવ્યાં કે તુરત તે એક સુકોમળ શૈયાપાર જઇ બેઠી.

રથવાને રથના બળદોને ચરવા માટે છોડી મૂકી રથપરનાં ભીનાં વસ્ત્રો ઉતારી સુકાં વસ્ત્રો ચડાવી દીધાં. થોડીક ક્ષણો ઉપરાંત કુમારી તે બંધેશ ગુફામાં રહેવું ના પસંદ કરી ફરી પોતાના રથપર આવી બેઠી. દાસ દાસીઓએ ખાવાપીવાની તજવીજ કરવા માંડી. રાજકુમારીએ ફકત જળથી જ સંતોષ મેળવ્યો. તમામ લોકો ખાવા પીવાથી ફારકત થયા બાદ સરદારે યથોચિત્ સ્થાનોપર પહેરા નિર્ધારીત કર્યો અને પોતાની પથારી રથની પાસે જ કરી. દીનભરના કષ્ટથી અને થાકથી લોકો એવા અશકત થઇ ગયા હતાં કે બીછાનાપર પડતાંજ નિદ્રા દેવીએ ઘેરી લીધા. માત્ર પહેરેગીરોજ પોત પોતાના પહેરાપર ઉંઘતા ઉભા હતા.

અરધી રાતના ઉપરાંત જ્યાર અંધી અને પાણી ના મટી જવાથી આકાશ સ્વચ્છ થઇ રહ્યું હતું, કલાનીધી પોતાની સ્વચ્છ

ચાંદનીથી તે ચૂપાચૂપા નિર્જન ગિરિગહનની શોભા વધારી રહ્યો હ-
તો ત્યારે એક મનુષ્ય લાંબાં વસ્ત્રોથી પોતાના શરીરને છુપાવેલ
ધીરે ધીરે આમ તેમ જોતો દબાતા પગોથી લશ્કરની નિકટ આ-
વી એક ઝાડની ઓથે ઉભો થઇ રહ્યો, સર્વને સુતેલ જોઈ તે રથ-
ની પાસે પહોંચતોજ હતો કે પહેરેગીરે અવાજ માર્યો કે કોણ
છે ? કાંઇ જવાબ ન મળ્યો. પહેરેગીરનો શબ્દ સાંભળી બીજા
પહેરેગીરે ચમકીને કહ્યું કે કોણ છે ? તુરત તે ફુર્તીથી ત્યાંથી ભા-
ગ્યો. અહિં પહેરેગીરના ચિત્તમાં ખટકો પેઠો તેથી તેણે ઉચિત
જાણી પોતાના નાયકને જગાડયો; અને ગભરાટ સાથે કહ્યું કે ન
જાણે કોણ એક મનુષ્ય કે જે પહેરવેશથી મુસલમાન માલુમ પ-
ડયો હતો તે લશ્કરમાં આવ્યો હતો. જ્યાં તે પર મારી નજર પ-
ડી કે મેં તેને પોકાર્યો, સાથેજ બીજા પહેરેગીરે પોકાર્યો. પરંતુ
તે ઉત્તર આપ્યા વિના એકદમ ફુર્તીથી નાસી ગયો. આ સમાચાર
સાંભળતાંજ આંખો ચોળી ન ચોળી નાયક એકદમ ઉભો થયો સ-
રદાર સાહેબને જઇ આ શકકારક બીના જણાવી સરદાર સોચમાં
પડયો. સેવકે હુક્કો લાવી સામે ધર્યો. પોતે બેચાર દમ ખેંચી હુક્કો
હડસેલી સરદારે એક ચતુર ચરને બોલાવી કહ્યું. સાંભળ હમણા
આપણા લશ્કરમાં કોઇ બહારનો મનુષ્ય આવ્યો હતો. મુસલમાન
હોવાનો તે પર શક છે. ઉચિત છે કે જલ્દી તમે તેની પુંઠ પકડો.
અને ખબર મેળવો કે તે એકલોજ છે કે તેના સાથીઓ પણ
બીજા છે. સરદારે ચરને આ પ્રમાણે કહી, તે તરફ મોકલી સર્વને
જગાડયા થોડીવારમાં તે ચર પત્તો મેળવી હાજર થયો અને કહ્યું
કે આ સ્થાનથી દક્ષિણ બાજુ થોડેક દૂર એક પાટી છે તેની

નીચે એક છાવણી પડી છે તેમાં મુસલમાની ફોજ છે. એની સં-ખ્યા બસો અઢીસોની જણાય છે. તે ફોજ કૂચના ઉદ્યોગમાં છે તેથી માલુમ પડે છે કે કદાચ આ તરફ આવે !

સરદારે કાંઈક સોચ વિચાર કરી ઉચિત જાણી રથની પાસે જઈ વિનિત ભાવથી આ સમાચાર કહી સંભળાવ્યા; એને આજ્ઞા માગી કે મુકામ ઉઠાવવા હાલ જરૂર છે. રથમાંથી જવાબ મળ્યો કે આપણે તે ફોજનું શું બગાડયું છે કે તે આપણાથી હુજત કરે.

સરદાર—એતો નિશ્ચય થઈ ચુકયો છે કે તે લોકો મુસલમાન છે તો જરૂર બાદશાહી ફોજ હશે. આજકાલ આપણા એમના વચ્ચે વેર ભાવ ચાલીજ રહ્યો છે. શું ખબર વાત વાતમાં તકરાર થઈ જાય તો ! આ સમય અમે ઘણાજ હિણબળ છીએ તો લાજીમ છે કે તેઓના આવવા આગમજ આપણે ઉપડી જઈયે.

રાજકુમારી—એમને તો કેવળ એકલિંગેશ્વર મહારાજનોજ ભરોસો છે તેજ તમામ ઠામમાં અમારા રક્ષક છે. તેનોજ આશરો છે. પરંતુ તમારૂં કહેવું પણ યથાર્થજ છે કે આપણી સાથે દાસ દાસી ગણતીમાં કેવળ પચીસ માણસો છે બીજું આ સમયમાં પિતાજીના દુ:ખથી હું એવી દુ:ખી થઇ રહી છું કે બળબુદ્ધિમાં છેક હલકી બની છું. નહિં તો એજ વાસ્તવિક જણાય છે કે આપ ચાહે તેમ કરો ચાહે ત્યાં ચાલો.

આજ્ઞા મળતાંજ સરદારે પોતાના સાથીઓને કૂચને માટે તૈયાર થવા આજ્ઞા આપી.

## પ્રકરણ ૨ જું. માગીને ... ...

એક પહાડી નીચે થોડીસી મુસલમાની સેનાએ છાવણી નમાવી હતી. પ્રથમ જે મનુષ્ય ગુપ્ત ભાવથી રાજકુમારીના પડાવની જગોએ આવ્યો હતો અને રજપૂત સિપાઈના લલકારવાથી ભાગ્યો હતો તે આ મુસલમાની સેનાનોજ ભેદુ પોતાના અમલદારની આગ્રાથી બાતમી લેવા આવ્યો હતો. તે ભેદીયો બાતમી મેળવી પાછો ફરી પોતાના લશ્કરમાં જઈ પહોંચ્યો. એક તંબુની સામે જઇ ખડો થયો. તંબુના દ્વારપર એકયવન સૈનિક અસ્ત્ર શસ્ત્રથી સજીત પહેરો ભરતો હતો. પહેરેગીરે તંબુમાં જઇ જાહેર કર્યું. તંબુમાંથી એક શખ્સે આવી ભેદીયાને મુલાકાત આપી. ભેદીઆએ અદબ સાથ ઝુકીને સલામ ભરી. તંબુમાંથી આવનારે શિર હલાવીસલામ લીધી. એથી સુગ્ન પાઠકોને જાણવામાં આવશે કે શીર હલાવનાર યવન સેનાનો અધિનાયક હતો.

સેનાનાયક—શી ખબર લાવ્યા ?

ભેદીયો—એક જનાની સવારીને થોડાંક માણસો ઘેરી પડયાં છે.

સેનાનાયક—તે સવારી કોની છે ? સાથમાં માણસો સુમારે કેટલાંક છે ?

ભેદીયો—સવારીની પાકી ખબર નથી. સાથમાં ત્રીસ પચ્ચીસ માણસો જણાય છે.

સેના૦—શું તમે કહી શકશો કે આ દેશના રહેવાવાળા છે.

ભેદીયો—પોશાક અને બોલચાલ પરથી તો તેઓ ...નાવાળા માલુમ પડ્યા છે.

સેના૦—જરૂર જલ્દી જઈ જોવું જોઇએ કે જેને લેવા માટે આપણને મોકલવામાં આવ્યા છે. શું ઠેકાણું! પોતાનો બાપ રત્નસિંહ બાદશાહ અલ્લાઉદ્દીનને હાથ કેદ પકડાયાની ખબર સાંભળી તેણે ભાગવાનો ઇરાદો પણ કર્યો હોય.

ભેદીયો—હું પણ એમજ માનું છું.

એટલામાંજ યવન સેનાપતિએ પોતાના કીસ્સામાંથી એક નાનું સરખું બ્યુગલ કાઢી બજાવ્યું તેનો શબ્દ સાંભળતાંજ ચટ તમામ યવન સેના સજ થઇ. અને ગુફા તરફ શીઘ્ર ચાલી નિકળી હજુ રજપૂત કાફલો ને સ્થાન છોડી ચાલ્યો પણ નહતો કે મુસલમાન દળ ત્યાં જઇ પહોંચ્યું. યવન સેનાપતિ નિડરપણે રથની પાસે ચાલ્યો ગયો અને જ્યાં રથના પરદાપર હાથ લગાવવા ચાહતો હતો કે ફોરન રજપૂત સરદારે તેને દાબ દઇ રોક્યો.

સેનાનાયક—શું નામ છે તમારૂં ?

સરદાર—જયમલ.

સેના૦—ક્યાંના રહેવાવાળા છો ?

સરદાર—ચિત્તોડ.

સેના૦—આ કોની સવારી છે ?

સરદાર—જનાનાની સવારી છે ?

સેના૦—તે તો પરદાથીજ જણાઇ આવે છે.

સરદાર—એથી વધારે પૂછવાવાળા તમે કોણ છો ?

સેના૦—નથી જાણતા અમે કોણ છીએ ?

સરદાર—હા સુરતથી તો તમે કોઇ યવન સિપાઇ જણાઓ છો.

સેના૦—હા પણ તે એવો સિપાઇ છું કે જેનાથી તમે મુસ-

બલો કરવા શક્તિવાન નથી. કેમકે જેના ડરથી તમો ભાગતા ફરો છો તે બાદશાહ અલ્લાઉદ્દીનનો સેનાનાયક તું સરફરાજખાં છું.

સરદાર—ક્ષત્રિઓનું કામ ભાગવાનું છેજ નહિ.

સેના૦—તો શું મુકાબલો કરવાની તાકત રાખો છો ?

સરદાર—અમ લોકોની તાકાત ક્યારે કમ પડી છે ?

સેના૦—ભલા હું તમો દસ વીસ માણસોથી તાકત બતાવવા શું ઉમેદ રાખું ! પણ એટલું તો મારી તાકતથી જરૂર જાણીશ કે રથની અંદર કોણ છે.

સરદાર—એ જાણવાની તમને કાંઇ જરૂર નથી.

સેના૦—જલદી જણાવો નહિં તો તે જાણવાની હું કોશીશ કરીશ

આટલું કહી યવનસેના નાયક જ્યાં પરદાપર હાથ નાંખવા જાય છે કે ચોટ કરીને જયમલ સરદારે તેનો કબજો પકડયો અને એક ઝટક એવી દીધી કે સરફરાજખાં જમીનપર જઇ પડયો. આ બનાવ બન્યો કે પાછળથી દગા બાજ એક યવન શખ્સે જયમલના માથામાં એવો આઘાત કર્યો કે જયમલ ધબદઇ નીચે પડયો.

જયમલના પડવાથી રજપૂત સેનાએ એકીવારે ખટાખટ મ્યાનમાંથી તલવારો ખેંચી.

આ ઉપદ્રવને જોઇ ગંભીર સ્વરથી સ્વયમ તે ક્ષત્રાણી પરદાની ઓથથી પોતાના સાથીઓને રોકી યવન સેના નાયક પ્રત્યે બોલી—યવન સેનાધિપતિ મારૂં નામ જયા હું મંડળગઢના રાયરત્નસિંહની પુત્રી છું. મારા પિતાને તમારા બાદશાહે અન્યાય પૂર્વક કેદ કરી રાખેલ છે--

હજુ આગળ બોલવું જારી છે તે વચમાં સરફરાજખાં કોણ

રાજકાજમાં મગ્ન, નિરંતર ચહેરા ઉપર ઉદાસી છાઈ રહી છે. જે સુંદર જેના રૂપની વાતો માત્ર સાંભળીને બાદશાહ આવા બેભાન બન્યા છે, તે રૂપ રાશી આજ મારી સામે બેઠી છે. કદાચ બાદશાહ જહાંપનાહ પોતે હોત તો ન માલુમ તેના ચિત્તની આ સમયે શી અવસ્થા થાત ! આજ કુમારીને ખાતર એનો પિતા કેટલા કઠિન કષ્ટને ભોગવે છે, પરંતુ હજુ સુધી તે કંઈ રજપુત કન્યા આપવા કિંચીત પણ કબુલ કરતો નથી. કબુલ કેમ કરી હોય ! આ શિકાર તો મારે હાથે જ બાદશાહને મળવાનો હતો. હવે મારા કબજાથી જઈ શકનાર નથી. કોણ જાણે ક્યા શુભ શુકનથી દીલ્હીથી નીકળ્યો કે અનાયાસે અલભ્ય લાભ મળ્યો. બસ જે સમયે આને હું દીલ્હી લઈ જઈશ અને બાદશાહ સાંભળશે કે પ્રાણ પ્યારી જવાને સરફરાં લઈ આવ્યો. તે વખતે કોણ જાણે કેટલી મારી ખાતરી થશે. એક સાથેજ મારૂં ભાગ્ય જાગી જશે પછી અલાઉદ્દીનના દરબારમાં મારા જેવો વિશેષ માનપત્ર બીજો કોણ ? કોઈ પણ નહિ આવડો મોટો ઉપકાર હું બાદશાહ પર કરીશ. પછી શું કહેવાનું ! પછી તો ખાસ હું ને હુંજ !

ઇત્યાદી મનો રાજ્યમાં મગ્ન થઈ થોડીક ક્ષણો સુધી નિઃશબ્દ રહયો ત્યાર બાદ અત્યંત નમ્રતાથી બોલ્યો અજાણમાં મારાથી જે કાંઈ અપરાધ બન્યો તે ક્ષમા કરો- મને એ ખબર ન્હોતી કે બાદશાહ જેના પ્રેમમાં પોતાના પ્રાણ કુરબાન કરી પાગલ જેવા થઈ રહ્યા છે તે આજ મને આમ મળી જશે. હવે તો આપને એજ વિનંતિ છે કે દીલ્હી આવી આપના પિતાને કેદની કઠિન યાતનામાંથી છોડાવી અમારા બાદશાહના મહેલની શોભા વધારો.

જે અલ્લાઉદ્દીન બાદશાહની બેગમ થવાની લાલસામાં અનેક રજવાડા ઓની કન્યા પડી પડી તરસ્યા કરે છે આજ તે બાદશાહ અલ્લાઉદ્દીન આપની મોહમાં ડુબી જઇ ઉન્મત બની રહ્યા છે તેને મળવામાં વિલંબ કરવો કોઇ પણ પ્રકારે ઉચીત નથી આપ સાથે મારો ભેટો થઇ ગયો, આથી મને વિશ્વાસ આવી ગયો છે કે, હવે આપ લોકોના વિક્ષેપની તથા આપના પિતાની કષ્ટની અવધી પુરી થઇ ચુકી છે. પરમેશ્વરને કદાચ એવું ગમ્યું હશે કે આપનું શુભ મિલન મારીજ મારફત થાય.

સેના નાયકની આ વાતો સાંભળી જયા કંપી ઉઠી પરંતુ એની સખી કીશોરીએ વિનિત ભાવથી ઉત્તર આપ્યો કે આપ અમારી રાજકુમારીના તરફથી એવી આશા ન રાખશો. કેમકે પ્રથમતો બાદસાહ મુસલમાન છે, તેની સાથે આર્યકુળ કન્યાઓનો સંબંધ થવો અસમ્ભવિત છે બીજું અમારી રાજકુમારી વાકદત્તા થઇ ચૂકી છે. તે પરણાવ્યા તૂલ્યજ મનાય છે, આ કારણથી હવે એના પિતાને પણ વ્યર્થ કેદના કષ્ટથી સતાવવા પણ ન્યાય વિરૂદ્ધ છે, કારણ કે વાકદત્તા કન્યાને બીજે આપવાનો એને અધિકારજ ક્યાં છે ? અને કોઇની વસ્તુને બળાત્કારે છીનવી લેવા ચેષ્ટા કરવી એ આપને પણ અનાધિકારની બાબત છે, વિચાર કરો. અમે દિનબળ અબળાઓને ચાલ્યા જવામાં બાધક ન થાઓ.

કીશોરીના કહેવા પર સરદારજખાં હસીને બોલ્યો એમાં તો કંઇ પણ શક નથી કે જે કાંઈ તમે કહ્યું તે તમારી રાજકુમારીની સંમતિથીજ કહ્યુ છે. પરંતુ એ તો સોચો કે હું પણ મારા માલિકનો તાબેદાર છું, પોતાના માલિકની આજ્ઞાનું પ્રતિપાલન ન

કરવું, પોતાના માલિકની જેમાં પ્રસન્નતા હોય તે કામને જતુ કરવું તે શું ખાનદાન નોકરને લાજીમ છે ? સ્વામીના હુકમમાં આનાકાની કરવી, સ્વામિભક્ત સેવકને માટે અધર્મ છે કે નહિ ? સ્વામિની આજ્ઞા પાળવી એજ સેવકનો ધર્મ છે કેવળ રાજકુમારીને લેવા ખાતરજ બાદશાહે મને મોકલ્યો છે. જ્યારે દૈવયોગથી તે મને રસ્તા-માંજ મળી ગઇ, ત્યારે કેમ કરી તેને છોડી શકું ? કદી હું એમ કરૂં તો બંન્ને લોકમાં અપજશ થાય અને હું અપરાધી ઠરૂં.

ઉત્તરમાં કીશોરી બોલી–ભલે આપનું કહેવું યથાર્થ હોય પરંતુ એ પણ વિચારસો કે ધર્મ રક્ષાથી ઉત્તમ મનુષ્યને માટે બીજુ કોઇ પણ કાર્ય નથી અંતકાળે સિવાય પોતાનો ધર્મ બીજું કાંઇ સાથે નથી જાતું, તેટલા માટે આપે અવશ્ય એજ વિચારવું જોઇયે કે એક કુળવતી અબળાનો કૂળ ધર્મ નષ્ટ કરવામાં બાદશાહ તત્પર છે, એવા સ્વામીનો પક્ષ કરવો અથવા એને કુમાર્ગની ખાળમાં ગીરાવી દેવા ઉદ્યોગ કરવો વિવેકી સેવકને ઉચિત્ છે ! હાથ જોડી હું આપને વિનવું છું કે આપ અમને અમારે રસ્તે જવા દેવામાં અટકાવ ન કરો.

જરા કકડીને સરફ્રરાજખાંએ ઉત્તર આપ્યો––આ સમય એવા તક વિતર્ક તમો લોકોથી હૂં કયા સુધી કરૂં ! હવે જરા રાત બાકી છે. તમામ લોકો સવાર થતાં સુધી અહિંજ વિશ્રામ કરો, સવારે જે હશે તે વિચાર્યુ જશે, આ ઉત્તરને સાંભળતાંજ કીશોરી પણ ચૂપ થઇ રહી. હવે સેનાપતિ સરફ્રરાજખાંએ વિચાર્યું કે હિંદુ અને મુસલમાન સાથે રહેશે તો કદાચ કાંઇ ફિસાદ ઉઠશે. માટે બેઉ દળવાળાઓને જુદા જુદા સ્થાનમાં રાખવા ઉચિત્ છે. વળી સેનાપતિના દીલમાં એ ખટકો ઉપજ્યો કે કદી એવું ન થાય કે

સર્વ લોકો સુઇ જાય અને જયા ચૂપાચૂપ નાસી જાય. એમ ધારી એણે રથની ચોગરદમ પોતાના પક્કા પહેરા લગાવી દીધા. અને પોતે રથની જોડેજ પોતાનું મુકામ જમાવ્યું. જયમલને પણ પોતાની પાસેજ સુવરાવવામાં આવ્યો. ફરીથી જયમલ અને સરદારખાંમાં લેશ પણ વાદવિવાદ ન થયો; પરંતુ નિજ સ્વભાવ દ્વેષના કારણે યવનો હિંદુઓપર ટોણા છોડતા રહ્યા, અને કુસમય પડિત બીચારા હિંદુઓ વિવશ હોવાને લીધે સહન કરતા રહ્યા.

## પ્રકરણ ૩ જું. શત્રુનો સાથ કરવો.

હિંદુ મુસલમાને મુકામ કરેલ ગિરિગહન પ્રદેશમાં જે સમય પ્રકૃતિ દેવિ નિઃશબ્દ અને શાન્તી રૂપ ધારણ કરી રહી હતી, નિંદ્રા દેવિ પોતાનું અખંડ રાજ્ય કરી રહી હતી. પરાધિનતાને કારણે બીચારા પહેરેગીરો અર્ધ જાગતા પહેરો આપી રહ્યા હતા. કેવળ રજનીચર ખેચર અને ભૂચર જીવોનો શબ્દ કદિ કદિ એ નિઃશબ્દતામાં વિઘ્ન નાંખતો હતો. એવા સમયમાં રથપર બેઠેલી જયા હાથપર ગાલ રાખી ઘોર ચિંતા રૂપ સમુદ્ર તરંગોની ભીષણ યાતના ભોગવતી હતી. તે સોચી રહી હતી કે હાય ! હું કેવી દુર્ભાગી છું કે આવી દુર્દશા જોઉં છું. એ આશા કરવી તો વ્યર્થ છે કે, દુષ્ટ યવન છોડી આપે, અથવા કોઇ છળ બળથી આ દુષ્ટના હાથથી છુટકારો થાય. આથી એનો નિશ્ચય છે કે મારે અવશ્ય દીલ્હી જવું પડશે. અને જો હું દીલ્હી ગઇ તો જતાંજ તે દુરાચારીના મહેલ રૂપી કેદખાનામાં જઇ પડીશ. હા મારા પિતાજી તો મારા જવાથી ચાહે કેદના કઠિન ક્લેશથી છુટા થાય, પરંતુ શું તે, મને મળી શકશે ? ભલા જેને કારણે એના વિમળ કુળને કલંક લાગશે એવી

અભાગણીનું મો વે જોશે ? હા વિધાતા ! તારા મનમાં શું આવુંજ હતું ? કેમ તેં મને આવું રૂપ આપ્યું ? જે સુંદરતાને માટે અનેક જપ તપ દાન કરે છે તેજ રૂપ મારે માટે દુઃખનું કારણ થયું. આ રૂપેજ મારા વિમળ વંશને કલંકિત કરવા ધાર્યું. હા ! આ રૂપને બદલે કદિ હું કુરૂપા જન્મતી તો મારા કુળને તો કલંક ન લાગતું ? હે વિધાતા ! જો મને રૂપવતીજ બનાવવી હતી તો મારો રાજ કુળમાં જન્મ કરવો નહોતો ઘટતો. કે જેથી બાદશાહને મારા રૂપની ખબર ન પડત અને મારે માટે એ આવી હઠ ન પકડત આ જગતમાં મારા જેવી સ્વરૂપવાન, બલ્કે મારાથી વિશેષ સ્વરૂપવાન સ્ત્રીઓ બેસુમાર કોણ જાણે કેટલીએ પડી હશે; પરંતુ તેને કોણ જાણે છે ? સામાન્ય અવસ્થામાં રહી ને માન મર્યાદા સહ પોતાના જીવનના દીવસો સુખ દુઃખથી ગુજારી રહી હોત. કલંક કલેશમાં તો ન પડત. હા ! આ રૂપનેજ કારણે હું કુળ કલિંકિની કહેવાઇશ. જગતમાં જનો મને કુલટા કહી કુજશ ગાશે. જગતની નજરે હું મહા અપરાધીની બની જઇશ. હાય હાય હવે શું કરૂં ? કેવી રીતે આ દુષ્ટના હાથથી મારો છુટકારો થશે ? આ વિપદથી કોણ મારો છુટકારો કરશે ? આજ સુધી જે દેવતાની મેં આરાધના કરી છે. કાયમનોવાકથી સેવા ભકિત અને પૂજા કરી છે તે પર, યવની બની કેવી રીતે અશ્રદ્ધા અને અભકિત કરીશ ? ભલે તે યવન અતુલ વૈભવશાળી પરમ પરાક્રમી ભુવન વિખ્યાત કેમ નથી હોતો ! મને શું મારા પિતાએ જે મારો પતિ મુકરર કરેલ છે તેને હું નિજ તન મન ધન સોંપી ચૂકી છું તેજ મારા પરમ આરાધ્ય ઉપાસ્ય દેવતા છે. હું તેનાજ સુખમાં સુખી અને દુઃખમાં

દુખી ! તેજ માત્ર એક મારા પ્રાણેશ્વર છે. હા ! આ વખતે તે ક્યાં છે ? શું મારી આ વિપદની તેને કાંઇ પણ ખબર હશે ! જો કદિ તેને મારી આ દુર્ગતીની ખબર હોય તો તે વીરસિંહ શું નિજભાવી ધમપત્નિના ઉદ્ધરમાં ક્ષણ પણ વિલંબ કરે ? કદિ નહિ. પણ હવે હું શું કરૂં કેમ કરી તેમને આ સમાચાર પહોંચે. હે ઘટ ઘટ વાસી અવિનાશી પરમેશ્વર જો કાય મનોવાક્યથી આજ સુધી મેં કેવળ પ્રાણાધિક નિજ પતિનાંજ ચરણોનું ધ્યાન સ્મરણ કર્યું હોય અને આ ત્રિભુવનમાં એનેજ પ્રાણ વલ્લભ માનતી હોઉ તો હવે જલ્દી આ સંકટથી મારો ઉદ્ધાર થાઓ. આ દુષ્ટ યવન બળ પૂર્વક મને નિઃસહાય અબલાને દીલ્હી લઇ જાય છે. ચિત્તથી મને મારા પ્રભુ એક લિંગેશ્વર પર દ્રઢ વિશ્વાસ છે. અને એવો નિશ્ચય છે કે પ્રચંડ પતિવ્રત ધર્માગ્નિમાં એક દુરાચારી તૃણવત્ બળી ભસ્મ થઇ જશે. કદી દુર્ભાગ્યવશ મારે દીલ્હી જવુંજ પડશે તો હાથ જોડી પગે પડી બાદશાહ પાસે પિતાજીના તથા મારા છુટકારા માટે અરજ કરીશ. કદી તે મદાંધ દુરાચારી પોતાના ઉન્માદને કારણે મારી પ્રાર્થનાપર ધ્યાન નહિ આપે તો આત્મ-હત્યા તો મારે આધિન છે. કોઇ પ્રકારથી આ પાપમય જીવન વિસ-ર્જન કરીશ એમાં તો કોઈ બાધ નહિં થશે ? કહેવાય છે કે આત્મા હત્ય મહા પાપ છે આત્માઘાતીને ઘોર નર્કની અસહ્ય વેદના ભોગવવી પડે છે. ભલે ભોગવવી પડે ! તે મારા માટે સુખદ છે. પરંતુ સતિત્વ ધર્મ જે સ્ત્રીઓનો એક માત્ર ધર્મ છે. જેની સન્મુખ ત્રીભુવનનું સુખ મહા તુચ્છ છે પ્રાણ જતાં કેમ એને તિલાંજલી આપીશ ? બીજુ મારા મરવાથી જરૂર પિતાજી કારાગૃહથી મુક્ત

થશે; અને પ્રાણેશ્વરને પણ દ્વેષાગ્નિ નહિ સતાવે. જીવ છે ત્યાં સુધી આ પવિત્ર દેહને સિવાય પ્રાણવલ્લભ કોનું સામર્થ્ય છે કે સ્પર્શ કરી શકે. જોઉ છું કે હાલ ભાગ્યમાં શું છે !

એમ અનેક પ્રકારના ચિંતા તરંગોમાં હિલોળા ખાતી દુઃખથી તરફડીયાં મારતી, કૈંયારેક વિધાતાનો દોષ દેતી કયારેક નિજ પૂર્વ કર્મને નિંદતી કયારે કાયર થઇ અકળાતી અને અંતરમાંજ ગુસ્સે ભરાતી કયારેક સાવધ થઇ ચિત્તને આપજ ધીરજ આપતી જયાએ બાકીની રાત ગુજારી.

સવાર પડતાંજ પ્રકૃતિ દેવી તુખાર જળથી સ્નાન કરી નિલાં-બર ઉતારી શ્વેતાંબર પહેરી અરૂણ લાલિમા રૂપસિંદર ધારણ કરી પોતાનો વૈભવ અવલોકન કરવા લાગી. તે સમયે અનેક સુગં-ધિત પુષ્પ પરાગોથી મળેલ મલય મારૂત, ગુલાબ બ્હેકાવતો, કમળ વિકસાવતો, અભિમાનથી વ્હેવા લાગ્યો, કે જેના સ્પર્શ માત્રથી કોકિલ આદિ પક્ષિગણ કોમળ સ્વરથી ગાવા લાગ્યાં અને અંધકારનાં વ્હાલાં ઘુવડો વિગેરે રજનીચરો, વૃક્ષોની બકોલો તથા પહાડોની કંદરામાં જઇ વસ્યાં. આણી તરફ સુર્યદેવ ધીરે ધીરે, ગિરિગહન પ્રદેશની સઘન ઝાડીઓમાંથી પોતાનાં કીરણો ફેલાવવા લાગ્યા. જાણે સુતેલાઓને જગાડવા માટેજ આપ પોતાના કરો પસારવા લાગ્યા. પ્રાતઃકાળ જાણી નિંદ્રિત જનો પોતાની આંખો ચોળી અરધી મીંચેલી અરધી ઉઘાડી એમ બગાસાં ખાતા, આળસ મરડતાં ઉઠી બેઠા. તુરતજ યવન સેનાપતિએ બ્યુગલ બજાવ્યું. જેના શબ્દ માત્રથી યવન દળ કુચને માટે નિયમ પ્રમાણે ખડું થયું તે સમયે યવન સેનાપતિએ રજપૂતો પાસેથી હથીયાર લઇ

લેવા ધાર્યું અને સરદાર જયમલે કહ્યું–આપ આપના સિપાહીઓ-નાં હથીયાર અમને આપી દ્યો. આ કહેવાપર જયમલને તર્ક વિતર્ક થવા માંડ્યા, તે જાણી જયાએ પોતાની એક દાસી દ્વારા સરફરાજખાંને કહાવ્યું કે પ્રથમ તો મારી વિનય પૂર્વક આપથી એ અર્જ છે કે સંખ્યામાં આપ લોકો અમારાથી બહુજ વધારે છો અને મારા સેવકોની સંખ્યા બહુજ થોડી, થોડી શું જરા પણ નથી. એટલે આપ સદળ અને સબળ છો. વળી હું અબળા છું. નિર્દોષ છું, તેટલા માટે ધર્મના અનુરોધથી વીરતાની રીતીથી અથવા દયાથી અમારા પર અન્યાય ન કરો તથાપિ જો ભાવીને વશ વર્તી થઇ, ન્યાય અન્યાયનો વિચાર તજી, કેવળ હઠથીજ અમને દીક્ષી લઇ જવામાં પોતાનું પુરૂષાર્થ સમજતા હો અને પોતાને ધન્ય માનતા હો તો ક્ષત્રિઓને નિરસ્ત્ર કરવાની કલ્પના પણ નહિ કરસો કેમકે વીર રજપૂતો શીર રહેતાં કદાપી શસ્ત્ર નહિ આપે. શસ્ત્ર આપી દેવાના બદલામાં શિર આપવા જરાપણ નહિ ચૂકે. અને એ પણ નિશ્ચય માનજો કે વીર પુત્રી જયા યવનોથી અપમાન પામી કદાપિ યવનની બંદી નહિં થાય.

જયાનાં આવાં શૌર્ય ભર્યાં વાકયો સાંભળતાંજ, જાણે રાજ્યાભિષેકનો લોભી હોય તેવો સરફરાજખાં ચમકી ઉઠયો. અને સોચવા લાગ્યો કે આ હઠનું પરિણામ કોણ જાણે કેવું આવે, આ સમય ઇશ્વરની દયાથી વિનાપ્રયાસ અનાયાસ આશા ફળ છે. અને મારૂં ભવિષ્ય પુનમના ચંદ્ર માફક ચમકી રહ્યું છે માટે જે વાત સહેજ બની આવે તેમ કરવું હાલ વ્યાજબી છે. એમાં તો કાંઇ સંદેહ નથી કે જયાના પ્રેમમાં આસકત થયેલો બાદશાહ દીવાનો

બની ગયો છે, જે સમયે જયાને તે જોશે તે સમયે જયાની પ્રસન્નતા માટે તે એવો વશીભૂત થઇ જશે કે જયા જે કહેશે તે કરશે. આ વેળા જો હું જયાને સતાવું અગર તેની મરજી માફક કાંઇ પણ ન કરૂં તો જરૂર તેનો બદલો તે એ સમયે લેશે. તે ચાહશે તે કરી શકશે જેથી મારૂં મનોરાજ્ય ભ્રષ્ટ થઇ જશે. એટલા માટે ઉચિત તો એ છે કે જેમ નીભે તેમ જયાની ઇચ્છાનું ફૂળ વરતવું. આ વિચારી સરફરાજખાં રથની પાસે જઇ અત્યંત નમ્રતા અને મીઠી વાણીથી બોલ્યો કે એવું હું કદાપિ નથી ચાહતો કે મારી વર્તણુંકથી આપને કાયિક વા માનસીક કષ્ટ થાય. પરંતુ એ તો જરૂર કહીશ કે હવે મારૂં લશ્કર કૂચને માટે તૈયાર છે જેવી રીતે આપની ઇચ્છા હોય તેમ તૈયાર થાઓ.

આવી નમ્ર આધિનતાઇની વાત સાંભળી કંઇક વિચારી જયાએ પોતાના સાથીઓને સરફરાજખાં સાથે ચાલવાની આજ્ઞા આપી. પરંતુ યવન સેનાપતિએ એવી ચાલાકી વાપરી કે જયાના રથને પોતાના રથની વચમાં રાખ્યો અને જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ફર્યો. તે માર્ગ એક સંકીર્ણ ઘાટી હતી. ઘણીજ કઠિનતાથી રથ ઘાટી નીચે ઉતર્યો અને એક પ્રશસ્ત મેદાનમાં જઇ પહોંચ્યો.

એકાએક સામેથી ધુમાડાના દળ જેવી ડમરી ચડી આવતી નજરે પડી.

## પ્રકરણ ૪ થું. યવન પર છાપો અને છુટકારો.

ડમરીને દેખી લોકોએ અનુમાન કર્યું કે કદાચ જંગલમાં આંધી ઉપડી હશે તે હવાની રૂખપર આ તરફ આવી રહેલ છે.

પરંતુ નહિ. જોતાં જોતામાં તે તુફાનનિકટ આવી પહોંચ્યુ. સાથેજ ભાલાનો ચળકાટ માલ પડયો. અને ઘોડાઓની ટાપોના અવાજો પણ કાને પડયા. આ અનુભવ મળતાંજ સરફરાજખાં સતેજ થયો. વાત કરતાં વખત લાગે તે પ્હેલાં, વીર રસથી રસ બસ ઉત્સાહ ભર્યા, કવચ ટોપ ધારણ કરેલ, ધનુષ બાણ ઢાલ તરવાર લગાવેલ, હાથોમાં રંગ બેરંગી બાવટા સહિત લાંબા લાંબા ચળકતા ભાલા લીધેલ રણદક્ષ ઘોડાપર સવાર હરહર શબ્દથી વન પ્રદેશને પ્રતિધ્વનિત કરતા વીર પુંગળ રજપુતોની સેના, યવનસેનાથી થોડેક છેટે આવી ઉભી.

આ સેનાનો સ્વામી એક પરમ રૂપવાન કાન્તીશાળી યુવાન વીર નર હતો. અનુમાનથી તેની અવસ્થા ચોવીસ પચીસ વર્ષની જણાતી હતી. મોનો રંગ સુદ્રશ તપાવેલ કંચનજ, ઉન્મત્ત લલાટ જેનાપર કેશરનું ત્રિપુંડ, વિશાળ નેત્ર પરસ્પર કાંઇક મળેલી ધનુષકાર શ્યામ સુંદર ભ્રકુટિ. અતિ સુઘાટનું કિલુ નાક. પાતળા હોઠ, ઉભરાતી રેખા, પુષ્ટ દાઢી લાંબી ગરદન પુષ્ટ અને ઉન્મત કાંધ, વિસ્તૃત છાતી, દીર્ઘ બાહું, મસ્તકપર ટેડી પાઘડી જેનાપર શીરપેચ કલગી, કાનોમાં મોટાં મોટાં મોતીઓનાં ચોકડાં; ગળામાં રૂદ્રાક્ષ. મોતી અને પન્નાની માળા ચુસ્ત પોશાક હાથોપર સોનેરી દસ્તાન, પીઠપર બે ભાથાં મુલતાની ધનુષ અને ઢાલ, ભેટમાં કટાર, કટિ નીચે લટકતી તલવાર હાથમાં ચોફળો ભાલો ઇત્યાદિ સુશસ્ત્રોથી સજીત એમ અરબ્બી ઘોડાપર સવાર જેના દેખાવથીજ વિદિત થતું હતું કે એ રાજપુતાનાનો કોઇ રાજ કુમાર છે.

પોતાની સાચે ભરાવા યુકત બાદશાહી નિશાનવાળી સેનાને

જોઇ થોડાક સૈનિકોને આગળ વધી રાહ રોકવાની આજ્ઞા આપી, પોતે ત્યાંજ સ્થીર થઈ એક ચતુર અનુચરને વિક્ષેપ દળના સમાચાર જાણવા મોકલ્યો. થોડીક ક્ષણો ઉપરાંત અનુચરે આવી જાહેર કર્યું કે, રાજા રતનસિંહની પુત્રી જયા પોતાના થોડાક સેવકો સાથે કયાંઇક જતી હતી કે વાટમાંજ મુસલમાનની સેનાએ તે બીચારી અબલાને તેના સેવકો સાથે કેદ કરી લીધી છે. અને તેને દીલ્હી લઇ જાય છે. તેના સાથીઓ અત્યંત દિન અને સહાયતા પાર્થી છે. રાજપુત્રી યવન દળથી રક્ષિત એક રથપર બેઠેલ છે.

આટલું સાંભળતાંજ રાજકુમારના મુખનો રંગ બદલી ગયો. પૂર્ણ ક્રોધનો આવેગ છવાઇ ગયો. પોતાના અનુચર મારફત સરફરાજખાંને કહેવરાવી મોકલ્યું કે જો તમે તમારૂં કલ્યાણ ચાહતા હો અને પોતાનાં પ્રાણુની મમતા હોય તો તુરત રાજકુમારીને તેના સાથીઓ સાથે છોડી આપી પોતાનો માર્ગ પકડો અનુચરે આવી સરફરાજખાંને તેમજ કહી સંભળાવ્યું કે જેવું તેના માલિકે કહ્યું હતું.

દૂતના મુખથી આવાં દમ પૂર્ણ વાકયો સાંભળી યવનસેના નાયકાનો કોપાનળ ભભકી ઉઠયો. દૂત તરફ કુટિલ નજરથી જોઇ મહા અભિમાનથી બોલ્યો—તું તારા માલિકને જઇ કહે કે બીજા ક્રોધના ભ્રમમાં ન પડતાં આ પ્રતાપી દીલ્હીશ્વર અલ્લાઉદીન બાદશાહની ફોજ છે એમ જાણુ દૂત જાણી તને છોડી દઉં છું; નહિતો આ અનુચિત્ કહેવાનું હમણુંજ ફળ ચખાડી આપત.

દૂતે કહ્યું ખરૂં છે મદાંધોને પોતાના કૃત કર્મનું પરિણામ નથી સુઝતું તેથી ફરીથી કહું છું કે, વીર પુંગવ ક્ષત્રિઓના ભાલાથી

પોતાની બોટીઓ ન ખુંદાવતાં: જતા હો ત્યાં ચાલ્યાં જાઓ.

સરફરાજખાંએ તેમો ઉત્તર મહા અભિમાનથી આપ્યો, જે સાંભળી ચર પોતાના લશ્કર તરફ વળી નીકળ્યો, અને અક્ષરે અક્ષર પોતાના માલીકને કહી સંભળાવ્યો. સાંભળતાંજ રાજકુમારે એકી-ચોટે પોતાના લશ્કરને યવનપર ધસી જવા આજ્ઞા આપી. પોતાના સ્વામીની આજ્ઞા મળતાં રજપુત દળ યવનોપર એવી રીતે તૂટી પડયુ જેમ કે બટેરપર બાજ ! આ સમયે બંન્ને લશ્કર વચ્ચે ખુબ ઘમસાણ યુદ્ધ થયું ક્ષત્રિયોના ખડગે યવન ખેતર અચ્છીરીતે કાપ્યું સરફરાજખાં અને રાજકુમારનું દ્વંદ્વ યુદ્ધ થયું જેમાં રાજકુમારે એક બે ચોટ ખાધી પરંતુ છેવટે એક હાથ એણે એવો બતાવ્યો કે યવન સેનાપતિ ઘોડાપરથી ધરતીપર ઢળી પડયો. એના ઢળવાની સાથેજ યવન સેવકોએ તે રણભૂમિમાંથી ઉઠાવી લઇ ભાગ્યા. નિજ સરદારના પડવાથી યવન સેનાનું સાહસ તૂટયું, જેને જે તરફનો માર્ગ મળ્યો તે તરફ નાસવા માંડયું રજપુત સેનાએ તેની પુંઠ પકડી રાજકુ-મારે તેમને લલકાર્યા કે બહાદૂરો! ભાગતાઓની પુઠ પકડવી તમારો ધર્મ નથી. આમ પોકારતાં પોકારતાં પોતે પણ રણભૂમિથી કંઇક દૂર નીકળી ગયો.

## પ્રકરણ ૫ મું. વાટમાં વિચાર વમળ.

રજપૂત અને યવનમાં યુધ્ધ ચાલતું હતું તે વેળા જમાને પોતાના પ્રાણપતિ આવ્યાની ખબર મળી ગઇ હતી. રથના ઘટા ટોપથી જયા યુધ્ધ જોઇ રહી હતી વીરસિંહની વીરતા અને રણકુ-શળતા તો તે આગળથીજ સાંભળી ચુકી હતી પરંતુ આજ તે નજરે જોતાં તેના હૃદયનો ભાવ ક્ષણ ક્ષણ બદલવા લાગ્યો

હતો. કયારેક તો એમ શંકા થતી હતી કે દુષ્ટ યવન એના કરતાં પ્રબળ ન થાય, અગર કોઇ આઘાત ન થાય, કયારેક આંખો મીચી ઇષ્ટદેવને મનાવતી, કયારેક આંખો ફાડી ફાડી કુંવરની વીરતા નિહાળતી પ્રસન્ન થતી, કયારેક પોતાના ભાગ્યને દોષ લગાવતી અને પશ્ચાતાપ કરતી કે મારાજ કારણે આ ઉપદ્રવ થઇ રહયો છે. અને આજ અભાગિણીને ખાતર પ્રાણપતિના પ્રાણ આ સમય સંકટમાં આવી પડયા છે.

એમજ અનેક પ્રકારની ચિંતામાં જયા વ્યાકુળ થઈ રહી હતી. વળી નિજ હૃદયમાં વીરતાનો આવેગ આવતાં રણમાં પડવાને તત્પર થઇ રહેતી હતી. સાધારણ સ્ત્રીઓની માફક જયા બીકણ અને નિર્બળ ન્હોતી. ક્ષત્રાણીઓની ધીરતા અને વીરતા જેવી પ્રસિધ્ધ છે તેવીજ ધીરતા વીરતા વાળુ જયાનું હૃદય હતું. પરંતુ પ્રેમનો ઢંગજ કંઇક એવો અલાયદો હોય છે; તે મહા વીરોના હૃદયને પણ કાયર બનાવી દે છે. અતિ કઠીન હૃદયને પણ પીગળાવી માખણ બનાવી દે છે. આથીજ પ્રાણ વલ્લભને માટે વારમવાર વ્યાકુળ ગમ ખાઈ રહી હતી. સ્ત્રીનું હૃદય કાંઇક કાંયર હોય તે સ્વાભાવિક છે જેથી જયાને લઢાઇમાં લડતા, કપાતા અને તડફડતા મનુષ્યોને જોઇ હૃદયકંપ થઇ આવતો હતો. પરંતુ પ્રેમના આવેગથી જોયા વિના પણ રહી શકતી નહોતી.

યવન સેનાપતિના પડવાથી યવન દળ નાઠું. ક્ષત્રિ દળ તેની પુઠ પકડી રાજકુમાર રજપૂત સેનાનીઓને પાછાં વાળવા ગયો તુરંત અહિં જયા ને એક માર્ગપર થોડાંક માણસો આવતાં માલુમ પડયાં. તેઓને આવતા જોઇ જયા ચોંકી અને ગભરાઇ કે દગા-

બાજ યવનોનું લશ્કર કયાંઇક છુપાઇ રહેલું તો આવતું નહિ હોય ? આમ વિચારીજ રહી હતી કે એક સૈનિક રથની પાસે ડોળી લઇ આવી પહોંચ્યો અને બોલ્યો—હાલ વિલંબ કરવા સમય નથી. ઝટ આ ડોળી પર સવાર થઈ જાઓ. પહેલાં તો જયા હેરાનીમાં પડી પણ જ્યાં તે સૈનિકને નિહાળી જોયો તો પહોચાન્યો કે તે પોતાના કાકા બલભદ્રસિંહનોજ સેનાનાયક છે. તુરત કાંઇ પણ શંકા વગર જયા રથથી ઉતરી ડોળીમાં બેસી ગઇ. તુરત કહા-રોએ ડોળી ઉઠાવી. જયા અને જયાના માણસો સાથે બલભદ્ર સિંહના સેનાનાયકે દૂર ઉભેલા પોતાના સૈનિકોને લઇ જંગલની વાટ લીધી. આ સમય જયાએ એવું વિચાર્યું કે જો હું આમજ નિકળી ગઇ તો પ્રાણનાથને મારી કાંઇ પણ સુધ નહિ મળે. આમ વિચારી જયાએ એક વિશ્વાસુ સેવકને ત્યાં રાખ્યો અને કહ્યું કે રાજકુમાર આવે ત્યારે એવો સંદેશો આપ કે જયા પોતાના કાકા બલભદ્રસિંહને ત્યાં જેસલમેર ગઇ.

ડોળી પર બેઠેલી જયા અફસોસ કરતી હતી કે હે ઇશ્વર ! હું કેવી હિનભાગ્ય છું. શું મારા ભાગ્યમાં કેવળ દુઃખજ દુખ છે ? હાય ! પિતાજી દીલ્હીમાં કેદ થયાના સમાચાર સાંભળી હું ઘરથી ચાર નજર થવા ન પામી. આ સમય તો હું આમ ન ચાલી નિકળી હોત તો જરૂર આર્ય કુળની મર્યાદા તુટત. કેમકે વીરવ-લ્લભથી હું નિર્વિકલ્પ મળત. જ્યાં સુધી મારો એનાથી પરિણય ન થાય ત્યાં સુધી મને શો અધિકાર છે કે સ્હેજ તેનાથી વાત પણ કરૂં ! મેં તો આવું વિચારી લીધું પરંતુ કોણ જાણે આ દુર્ભાગી બાબત તે શું વિચારશે ? ગમે તે વિચારો હાલ આમાં મારૂં

શું ચાલી શકે ? જો આમ ધ્યાન આપું છું તો ચિત્તમાં અનેક સંકલ્પ વિકલ્પ ઉઠે છે. કાકાને ત્યાં ચાલી તો છું પરંતુ શું ખબર ત્યાં શી શી વીતશે. કેમકે મારી કાકી કે જેણે મારી માતા મરી નિકળી ત્યાં દુષ્ટ યવનોએ મને ઘેરી. કોણ જાણે કોના પુન્યથી કુંવરીજીએ આવી મને દુષ્ટની જાળથી છોડાવી અને આ તરફ જવાનું થયું. વાહરે ભાગ્ય ! જે પ્રાણનાથે મને પાપીના પંઝાથી છોડાવવામાં મહા કષ્ટ સહન કર્યું, અનહદ વીરતા કરી તેનાથી મારી જવાથી મને પાળી હતી, પોતાની પુત્રીથી અધિક સ્નેહ જે મારા પર રાખતી હતી, એવી રીતનાં લાડ લડાવ્યાં :કે માતા પણ શું કરે તે મારા કમભાગ્યે મૃત્યુ પામતાં કાકાએ નવીન લગ્ન કર્યું છે આ મારૂ હિન ભાગ્ય નહિ તો બીજું શું ? નવીન કાકી મારાથી કેવો વર્તાવ કરશે હું શું જાણી શકું. અરે! આ :દુર્ભાગિનીને હેતુ કાકાને તો કાંઇ કષ્ટ નહિ આવી પડે ? કેમકે હું જયાં જયાં જઇસ ત્યાં ત્યાં મારૂ ભાગ્ય સાથેને સાથેજ ચાલશે. ઠીક સર્વની અવધિ છે તો શું મારા આ દુર્દીનની અવધિ નહિ હોય ? અવશ્ય હશે. આમ અનેક તર્ક વિતર્ક કરતી જયાં એ જંગલની વાટ ઓળંગવા માંડી.

## પ્રકરણ ૬ ઠું. બાદશાહને બગડી બાજીની જાણ.

પ્રાતઃકાળનો સમય છે. સૂર્ય ભગવાનના આગમનને માટે પ્રકૃતિ દેવિના કાંઇક વિચિત્ર ઢંગ રંગ થઇ રહ્યા છે. આકાશ સ્વચ્છ થઇ રહ્યું છે. દિશાઓમાં સ્વચ્છતા છાઇ છે. પૂર્વ તરફ લાલ લાલ ધારાઓ પડી રહી છે. જેની પ્રતિ ભાષામાં એવી શોભા આપી રહી છે કે જાણે મૂર્તિમાન સૂર્ય દેવ પ્રાતઃસ્નાન માટે જળમાં

ડુબ્યા છે વૃક્ષોના પલ્લવપર વિચિત્ર ઝગમગાટ થઇ રહ્યો છે. રાત્રીનાં શીશીર બુંદો ઘાસ અને ગુલ્મ પાનીપર મોતીની ભ્રાન્તી આપી રહ્યાં છે. નાની નાની ચકલીઓને કોણ જાણે શું એ પ્રાપ્ત થયું છે કે આનંદ અને અભિમાનથી કીલ કીલ રવ સાથ એક ડાળીથી બીજી ડાળીપર અતિ ચંચળતાથી કુદી રહી છે. જાણે પ્રકૃતિ દેવિએ પ્રાતઃકાળની દરબારનો બંદોબસ્ત એનેજ સોંપ્યો છે. જળની અંદર અરૂણ લાલિમાની તેજસ્વિતાપર રકતા ભ્રમથી માછલીઓ લોલુપ્ત થઇ પાણીના પરપોટાપર મોં મારી ગુલાંટો ખાઇ રહી છે પ્રાતઃસ. મીર સુગંધિત પુષ્પ પરાગમાં પ્રાતઃસ્નાન કરી મસ્ત રૂપે ટહેલતો હોય તેમ મધ્યમ ગતિ ધારણ કરી રહ્યો છે.

દીલ્હીના રાજ ભવનની નિકટ એક તરફ સુસજીત મેદાન છે. જેની સન્મુખ એક નાનકડા બાગની વચમાં સરોવર છે. જેમાં ભાત ભાતના કમળો વિકસેલા છે. તે સરોવરના તટપર આરસ-પત્થરનાં પગથીયાં જડયાં છે. જયાં એક જડાવ આરામ કુર્સી પર અર્ધ લોટેલો બાદશાહ અલ્લાઉદ્દીન હુકકો પી રહ્યો છે. અને પાણીની તરફ જોઇ રહ્યો છે. જોવાવાળાને તો એવુંજ ભાન થાય છે. કે તે જળ લીલા જોઇ રહ્યો છે. પણ નહિ તે તો એજ જોઇ રહ્યો છે કે જેને પોતાનું મન જોઈ રહ્યું છે શું મનને પણ આંખો છે! જો હુનને આંખો હોત તો એની એવી દશાજ કેમ થાત! ગમે તેમ હો. આ સમયે તે બાદશાહનું મન એ રૂપરાશીમાં દાબેલું છે કે જેનો પિતા દીલ્હીમાં કેદ છે જેનો પ્રીતમ કોણ જાણે કઇ દિશા તરફ ગયેલ છે જે પોતે કાકાને આશ્રયે રહેલ છે કુર્સીની બાજુમાં તલવારની મુંઠપર હાથ ટેકાવી ગરદન ઝુકાવી એક મુસલમાન ઉભો

છે. આ મુસલમાન સુંદર જવાન પુરૂષ છે. એનો રંગ ગોરે, કદ લાંબુ મોટાં મોટાં નેત્રો, નાની નાની દાઢી કાંધ સુધી કુંચિત કેશ, મસ્તક પર દક્ષિણિ સેલાનો ફડકો અંગપર સરખતી અંગરખું કમર-માપે શકંજને પગમાં કામદાર પગરખાં વિગેરેથી ભૂષિત છે તેને બાદશાહે સંબોધન કરી કહ્યું–ખુદાદાદખાં જુઓ મંડળગઢનો રાય રત્નસિંહ પણ કેવો હઠીલો છે. આટલી તખલીફ પામવા ઉપર પણ હજી સુધી તેણે પોતાની હઠ ન છોડી. ઉત્તરમાં ખુદાદાદખાંએ કહ્યું—એ એની ખરેખરી મૂર્ખતા છે. બાદશાહે કહ્યું–પણ આવી હઠ કેટલા દીવસ સુધી ? એને હજુએ ખબર નથી કે મારી ફોજ મંડળગઢ રવાના થઇ ચૂકી છે. જરા થોભી વળી કહ્યું—હજી સુધી સરફરાજખાંનો કાંઇ સંદેશો મળ્યો નહિ શું કારણ ? ;ખુદાદાદખાં હાથ જોડીને બોલ્યો—આપનું ફરમાન યથાર્થ છે જો ઉચિત્ જણાય તો સાઢણી સવાર રવાના થાય.

બાદશાહ તેના જવાબમાં કાંઇ કહેવા ચાહતો હતો કે ચોપદારે આવી યથારીતી સલામ કરી કહ્યું—સરફરાજખાંના લશ્કરનો એક સિપાહી ડોઢીપર હાજર છે, આજ્ઞા હોય તો અંદર લાવું. બાદશાહે આવવા દેવા ઇશારો કર્યો. આજ્ઞા મળતાંજ ચોપદારે તેને ખડો કીધો, તે પર બાદશાહની નજર પડતાંજ તેણે જમીન સુધી નમી હાથ જોડી કહ્યું—પુથ્વિનાથ અમે સરદાર સરફરાજખાંની સાથે મંડળગઢ જતા હતા મંડળગઢ થોડે દૂર રહ્યું હતું ત્યાં એક જંગલી પહાડી મળી છે પહાડી અતિ વિકટ હતી. રાત પડવાને લીધે અમોએ ત્યાં પડાવ કીધો અરધી રાતે સરદારને સાહેબને ખબર મળી કે સામેની પહાડીપર કેટલાક લોકો જનાની સ-

વારી સાથે મુકામ કરી રહ્યા છે અને સંદેહ રહે કે છે કદાચ તે લોકો ચિતોડીયા છે. એટલું સાંભળતાંજ સરદાર સાહેબે તેઓને જઇ ઘેરી લીધા ને પુછ્યું કે રથપર કોની સવારી છે ? જવાબ આપવા તેઓએ આનાકાની કરી સવારી જાણવા બાબત એટલે સુધી હુંજત વધી પડી કે સરદાર સાહેબે રજપુત સેનાપતિને એક જબરો આંચકો મારી નીચે પાડયો રજપુત સરદારના પડવાથી જંગતો થઇ ચુકયો હતો તુરત રથમાંથી જવાબ મળ્યો કે હું મંડળગઢના રાજાની પુત્રી છું હજુ સિપાહી આ વચનો પુરી રીતે બોલે છે કે બાદશાહ ખુર્શી પર એકદમ ઉઠી બેઠો. હાથથી હુક્કો છુટી પડગો અને બોલ્યો—શું પરદો ઉઘડયો હતો ?

**સિપાહી**—નહિં પરદોતો ન્હોતો ઉપડયો ભીતરથીજ એણે કહ્યું હતું સરદાર મહેરબાને એને વાતોથી એવી ખુશી કરી એવી ખુશી કરી કે તે અમારી સાથે આવવાને રાજી થઇ ગઇ.

**બાદશાહે**—હેં !

**સિપાહી**—જીહા જહાંપનાંહ ! સરદારે પોતાનો એવો રોફ જમાવી દીધો હતો અને જહાંપનાહના પ્રનાપનો પ્રત્યક્ષ પરચો મળ્યો કે કોઇથી મૌન્યપણા સિવાય કાંઇ પણ બની શકયું નહિ એ સમયે થોડીક રાત બાકી હતી અમે બધાઓ જેમના તેમ કમર બાંધેલાજ ખડા રહ્યા જયાં પ્હો ફાટી કે રાજ કુમારીને સાથે લઇ પહાડીની નીચે ઉતરવાં માંડયુ. ઉતરીજ રહ્યા હતા કે સામેથી ધુળનો એક ગભારો નજરે પડયો- અમે તો એને જંગલી આંધી માની હતી પણ સરદાર સાહેબની એવી તેજ બુદ્ધિ કે અમને ચટ ત્યાંજ રોકી દીધા એટલામાં જંગલમાંથી રજપુંતોનો એક રસાલો આવી

પહોંચ્યો રિસાલો શું ! શ્રાવણ ભાદરવુ એક વાદળ હતું રજપુત સરદારે કહ્યું કે રથને છોડી દો, બસ આ ઉપર લડાઇ છેડાઇ ગઇ ખુબ તલવાર ચાલી રજપુતોના છક્કા છુટી ગયા, કઇવાર એમના કદમ ઉખડી ગયા પણ કયાં સુધી ? પહેલાં તો તે લોકો અમારાથી ગણત્રીમાં ઘણાજ વધારે હતા. બીજૂ અમે પેદલ તેઓ સવાર ! છેવટ અમારા સરદાર લડતાં લડતા એમના લશ્કરની વચ્ચો વચ જઇ પહોંચ્યા એ કાફરોએ એમને એકલા જાણી ઘેરી લીધા એવો મામલો જોઇ અમે પોતાના પ્રાણની મમતા છોડી એવા લડયા કે જેમ દીવાપર પતંગ ! જોતા જોતામાં આપણા ફોજી જવાનો સર્વ ત્યાંજ કપાઇ ગયા અમે બે ચાર અહિં સુધી સમાચાર પહોંચાડવા ખાતરજ લડતા લડતા આવી પહોંચ્યાં.

**બાદશાહ**—એ બતાવી શકશો કે તે લોકો કોણ હતા.

**સિપાહી**-સંભળાતુ હતું કે કોઇ કુમાર છે, કંઇ ખુલાસો હાલ નથી મળ્યો મળે કયાંથી ત્યાંતો આવતાંજ ઝનાઝન થવા માંડી ત્યાં !

આટલું સાંભળતાંજ બાદશાહની આકૃતિનો ભાવ બદલાઇ ગયો ઉન્નત લલાટપર આડી અવળી લીટીઓ પડી ગઇ, નેત્રોમાં રતાશ આવી ગઇ, નસકોરાં ફરકવા લાગ્યા, કયારેકતો મુછો મર-ડતો કયારેકતો હોટ કરડતો કયારેક દાઢી પકડતો કયારેક આંગળી પર હડપચી રાખતો તીરછી નિગાહથી ઉપર જોતો કયારેક વળી પ્રથ્વિ ભણી જોતો. છેવટ કાંઇક સોચતો સોચતો મ્હેલ અંદર ક્રોધમાં કહેતો ચાલ્યો ગયો કે—રત્નસિંહ હજૂરમાં હાલ હાલ હાજર થાય,

## પ્રકરણ ૭ મું, રત્નસિંહનો રોકડો જવાબ.

બાદશાહ એક અત્યુત્તમ ગાદી તકીયાપર બેઠેલો છે. આઠ દસ પ્રધાન મુસાહેબો પોત પોતાના આસનપર બેઠેલ છે. સર્વમાં રાય રત્નસિંહની ચર્ચા ચાલે છે. એવામાં ચોબદારે આવી અર્જ કરી—રાય રત્નસિંહ હાજર છે. બાદશાહે આવવાનો ઇશારો દેતાંજ ચોબદારે રાય રત્નસિંહને લાવી દરબારમાં હાજર કર્યો. એનું આવવું થતાંજ બાદશાહે જરા તકીયા પરથી ઉઠી સીધા થઇ સલામ લઇ તેને એક આસન પર બેસવા કહ્યું. રાય રત્નસિંહની અવસ્થા લગભગ પચાસ વર્ષની હશે. લાંબું કદ, ગોરો રંગ, ટેઢી ભ્રકુટિ, ફહેલાતી ગંગા જમની ડાઢી, લાંબી મૂછો, નીચેથી કાંઇક પ્હોળું સીધું નાક, પુષ્ટ હડપચી, લાંબી ગરદન, ઉંચી કાંધો પ્હોળો સીનો વિગેરે સર્વ અંગો સુડોળ અને હૃષ્ટ પુષ્ટ શિરપર ઉદેપુરી પાઘડી, ખુલતો પાયજામો, લાંબુ અંગરખું બનારસી કમર બંધ જેની આગળ બન્ને છેડા ઘુંટણુ સુધી લટકી રહ્યા હતા, હથીઆર વીના પણ જેના ચ્હેરા પર વીરના ઝલક આવી રહી હતી. આવીને તે વીરાસને બેઠો. આ વીર પુરૂષને જોતાંજ સર્વ આપસ આપસમાં કાના ફુસી કરવા લાગ્યા. થોડીક ક્ષણો ઉપરાંત રાય રત્નસિંહે નમીને પૂછ્યું મને શી આજ્ઞા છે! બાદશાહે કહ્યું—કહો આટલા દીવસોમાં આપે મારા સવાલનો શો જવાબ વિચાર્યો? મને ઉમેદ છે કે આપ એ બાબતમાં રાજી થશો. રત્નસિંહે ફરી નમીને કહ્યું-મેતો પ્હેલાં પણ અર્જ કરી છે અને હાલ પણ એજ અર્જ છે કે પરમેશ્વરે આપને દુનિયાના માલિક બનાવ્યા છે તે ઇનસાફ કરવા,

નિર્બળની રક્ષા કરવા, દુષ્ટનું દમન કરવા નહિં કે મરજી મુજબ અકૃત્ય કરવા. આ સાંભળી કાંઈક ભ્રકુટિ ચડાવી બાદશાહે કહ્યું કાંતો આપે મારા કહેવાપર પુરતો વિચાર નથી કર્યો. નહિં તો હજુ સુધી આવી રીતે વાત ન કરત. ગમે તે હો હાલ પણ ફરીથી આપને કહું છું કે આપ ઘણા દીનથી ઘર છોડી નાહક તકલીફ ભોગવો છો તે ન ભોગવતાં આજને આજ આ વાતનો ફેંસલો કરી નાંખશો.

રત્નસિંહે કહ્યું—લઢીને મરી જાવું, અસીમ સાહસ કરવું. વીરતાની પરાકાષ્ટ બતાવવી, યુદ્ધથી મો ન મોડવું; સરણગતની રક્ષા કરવી, અને પોતાની ટેક નિભાવવી વિગેરે વાતો જેવી ક્ષત્રિ જાત માટે દેહ જાત સ્વભાવ છે. તેવીજ પોતાના કુળમાં કલંક ન લાગવા દેવાની વાત એ સ્વભાવામાં અધિક છે.

બાદશાહ—શું મારી હરીફાઈ કરી આપ આપની ટેક નિભાવવા ઉમેદ રાખો છો!

રત્નસિંહ—મને પૂરો વિશ્વાસ છે કે આપ જેવા બાદશાહથી હઠ વશ કદિ અન્યાય નહિ થાય.

બાદશાહ—અગર આપ જલ્દી આ વાતનો ફેંસલો નથી કરતા તો સખ્ત તકલીફ સાથે આપ આપની જાતથી હાથ ધોવો છો ખયર એક માસની મુદત વધારે આપું છું.

આટલું સાંભળી તુર્ત રત્નસિંહ તો સલામ કરી વિદાય થયો પરંતુ બાદશાહે પોતાના મુસાહેબને કહ્યું કે અત્યાર સુધી એ રજપૂતને પોતાના ઘરબારની જુદાઇ સિવાય વધારે તકલીફ નથી પડી. જ્યાં સુધી એને પુરેપુરી તકલીફ નહિં આપવામાં આવે ત્યાં

સુધી કોઇ વાતે પોતાની હઠ તજશે નહિં. એક મુસાહેબે કહ્યું— તકલીફ એવી બલા છે કે શેરને બકરી બનાવી આપે છે. એ પર બાદશાહે કહ્યું કે પ્રથમ જેલદરોગાને સમજાવ્યું જાય કે રાય રત્ન-સિંહને હાલ તુરત એવી તકલીફ ન આપવી કે જેવી કેદીઓને અપાય છે. અને બીજી વાત એ છે કે થોડીક ફોજની સાથે સરફ-રાજખાંને જયાને લાવવા માટે મંડળગઢ મોકલેલ તેને જયા રસ્તામાં મળી અને ગુમ થઇ તે તમારા જાણવામાં આવેલ છે તેથી હવે એ વિચારવાનું જરૂરનું છે કે હાલ જયા કયાં છે તે જાણવા છુપી રીતે થોડાક જાસૂસો રાજપૂતોના અને મંડળગઢ તરફ રવાના કરવા.

## પ્રકરણ ૮ મું. જયા પર જાળ.

જેસલમેરમાં બલભદ્રસિંહ નામનો એક ગઢપતિ જાગીરદાર હતો રત્નસિંહને સગાઇમાં તે ભાઇ થતો હતો એ બન્નેમાં પરસ્પર એવો સ્નેહ હતો કે સહોદર ભાઇમાં પણ તેવો સ્નેહ કમ હશે ! રત્નસિંહ ઘણીવાર જેસલમેર જતો હતો અને સહ કુકુંબ ત્યાં અ-ઠવાડીયું પખવાડીયું રહેતો હતો. એવીજ રીતે બળભદ્ર પણ રત્ન-સિંહને ત્યાં મંડળગઢ જતો અને રહેતો હતો. જેવો એ બન્ને ભા-ઇઓમાં સ્નેહ હતો તેવોજ બન્નેની સ્ત્રીઓમાં પણ હતો.

બળભદ્રસિંહને કાંઇ પણ સંતાન નહોતું. રત્નસિંહને માત્ર એક પુત્રીજ હતી. જે આપણી નવલ કથાની નાયિકા છે. જે સમયે જયાની પાંચ છ વર્ષની ઉમર હતી તે સમયેજ તેની મા એવી રોગ ગ્રસ્ત થઇ કે દીન પ્રતિદીન જીવનની આશા ઘટવા લાગી પોતાની આવી અવસ્થા જોઇ બલભદ્રસિંહની પત્નિને બોલાવી પોતાનો અન્તિમ સમય જાણી જયાને તેની ગોદમાં સોંપી બોલી—

બ્હેન! આને પોતાની પુત્રી જાણી પાળજે. હું તો આ મિથ્યા માયા મય જગત ત્યાગી જાઉછું જો પુત્રી જીવશે તો મારી નિશાની રહેશે અને તેને જોઇ તમને મારી યાદી બની રહેશે. બલભદ્રસિંહની સ્ત્રીએ જયાને તેવાજ લાલન પાલનથી રાખી કે જેવી તેની માતા રાખતી, દૈવયોગથી જયાની અવસ્થા જ્યારે દસ પંદર વર્ષની થઇ ત્યારે બલભદ્રની સ્ત્રીએ જયાની સગાઇ પોતાના હાથથીજ રત્નસિંહના અભિપ્રાયથી પોતાના મોસાળમાં અજમેર કરી આપી. ત્યારબાદ થોડાક દીવસોમાં પોતે મરણ પામી. એના મૃત્યુથી રાય રત્નસિંહે જયાને મંડળગઢ બોલાવી લીધી ત્યારથી જયા પોતાના પિતાની સાથેજ રહ્યા કરતી હતી. બલભદ્રસિંહે પોતાનો ફરી વિવાહ કર્યો ત્યારથી જયા ફરી જેસલમેર ગઇ ન્હોતી, પરંતુ જ્યારે બલભદ્રસિંહે જાણ્યું કે દીલ્હીપતી યવન બાદશાહ અલ્લાઉદ્દીન જયાના રૂપની તારીફ સાંભળી એવો વિમોહીત થઇ ગયો છે કે જયાને મેળવવા ખાતર રાય રત્નસિંહને કેદ કરી રાખેલ છે અને જયા મંડળગઢમાં એકલી પડી છે આ આમલામાં ઉચિત્ જાણી પોતાના સેનાનાયકને મોકલ્યો, પછી જે પ્રકારે જયા જેસલમેરમાં આવી તે પ્રિય પાઠકો જાણી ચુકેલ છે.

જયાને બળભદ્રસિંહને ત્યાં આવ્યાં થોડાક દીવસો થયા કે વિકાનેરનો રાજકુમાર સુચેતસિંહ જે બલભદ્રસિંહની સ્ત્રી વસંતકુમમારીને સગાઇમાં ભાઇ થતો હતો. તે કોઇ કાર્ય માટે જેસલમેર આવ્યો; અને જયાની રૂપ માધુરીમાં મુગ્ધ બન્યો એક દીવસે એણે પોતાની બ્હેન વસંત કુમારીને કહ્યું કે શું તમને એ ખબર નથી કે દીલ્હીનો બાદશાહ અલ્લાઉદ્દીન જયા પર એવો વિ-

મોહિત થઇ ગયો છે કે જયાને મેળવવા માટે જયાના પિતા રાય રત્નસિંહને તેણે કેદ કરી રાખેલ છે અને જયાને પ્રાપ્ત કરવા અનેક યત્ન કરી રહ્યો છે. ભલા જ્યારે એ પત્તો મળશે કે બળભદ્રસિંહે પોતાને ત્યાં જયાને છુપાવી રાખી છે ત્યારે તે તમારી શી દશા કરશે? બ્હેન જરા તે તો સોચો. શું શાહી ફોજ અહિં નહિં ચડી આવે? એ સમયે પછી કોનો આશરો શોધશો? વિચાર વિના તમે આ સારૂં નથી કર્યું. હજું પણ બાજી બગડી નથી. ઉચિત છે કે હજી કોઇ એવો ઉપાય કરો કે જેથી બાદશાહના કોપાગ્નિની જ્વાળા તમારા સુધી ન પ્હોંચે.

આ વાતને સાંભળી વસંત કુમારીના તો પ્રાણજ સુકાઇ ગયા અને બોલી—ભાઇ તમે ભલી સુચના આપી. હમણાંજ એને બોલાવી કહું છું કે જયા બલાને અહિંથી કોઇ પ્રકારે જલ્દી કાઢો. પરંતુ ભાઈ! એતો બતાવો કે આ વિપદ કાળમા તેને કેવે પ્રકારે અને ક્યાં કાઢવી? એકતો તમારા બનેવી ને રાય રત્નસિંહથી ભાઇનો સંબંધ છે. બીજું બચપણથી જયા અહિં પળી છે તેથી એનાપર પણ તેનો પ્રેમ છે. ત્રીજું એ કે ચાહે જયાને અહિંથી કાઢી એનું બહેતર કરીશ તો પણ દુનિયા કહેશે કે શોકની પાળેલી હતી ના! આવી રીતે જયાને અહિંથી કાઢવામાં અગવડતા છે. હવે જેમ તમે કહો તેમ કરૂં. આ વાતપર વસંત કુમારીની દાસી જમનાએ કહ્યું—એવું ન થાય કે જયાને કુંવરજી સાથે પરણાવી અપાય? ગુપચુપ પરણીને લઇ જાય તો બાદશાહનો પત્તો પણ લાગે બધું કામ બની જાય અને કોઇને માઠુ પણ ન લાગે વસંત કુમારી હસીને બોલી—જમના? તે વાત તો બહુંજ સારી

કરી જયા જેવી સુંદર લક્ષ્ય મળવી કઠણ છે વસંત કુમારીના આ-ગ્રહોપર ખુશી થઇ સુચેતસિંહે કહ્યું—તમે ઠીક તાલ ગોઠવ્યો ગામની બલા બંદર પર તથાપિ જો મારાપર બલા આવતાં તમારાપરની બલા દુર થતી હોય તો તેમ કરવામાં હું અવિસ્કાર કરતો નથી. પરંતુ જે કરો તે શીધુ કરો. કારણ કે આ સામાન્ય આપદા નથી જયાં બાદશાહને ખબર મળી કે જયા જેસલમેરમાં છે પછી આશ્ચર્ય નથી કે બાદશાહ બલભદ્રસિંહને દીલ્લી બોલાવ્યા વિના રહે. અને ત્યા બોલાવી જે ન કરે તે થોડું બાજી બગડયા પછી અમારૂં કર્યું કાંઇ પણ ચાલશે નહિ.

આટલુ કહી સુચેતસિંહ ખુશીના પુર બહાર સાથે ચાલ્યો ગયો. પરંતુ વસંત કુમારીના પેટમાં ચુહા કુદવા લાગ્યા તેણે તુર્ત જમના દાસીને ઠાકોર બલભદ્રસિંહને રાણી વાસમાં બોલાવી લાવવા મોકલી.

---

## પ્રકરણ ૯ મું—એકલા પડેલાના આલાપો

પ્રથમ રત્નસિંહને જે જેલની આજ્ઞા થઇ હતી તે જેલમાં તેને શારિરિક કોઈ વિશેષ કષ્ટ ન્હોતુ તે માનસિક હતુ પરંતુ જ્યારે થોડાક દીવસો વિત્યાબાદ બાદશાહે રત્નસિંહને રૂબરૂ બોલાવી મરજીની માગણી કરી અને પોતાની માગણીનો સામા તરફથી સુકો જવાબ મળ્યો ત્યારે બાદશાહે પોતાના મનમાં નકકી કરી લીધું કે જેમ બને તેમ રત્નસિંહને કેદની કઠિન યાતના આપવી ઘટે છે. ત્યારથી રત્નસિંહને કષ્ટ પડવામાં ન્યુનતા ન રહી.

જેલ દરોગો એને જેલવાળા પ્રથમના ઓરડામાંથી કાઢી

બીજા સ્થાનમાં લઇ ગયો તે સ્થાન બહુજ બીહામણું હતુ કંઇક દરવાજાઓ વટીને જવાય તેવું અંધેર ભોંયરૂં હતું કેવળ મધ્યાન્હ સમયે સુર્યના કીરણો પ્રવેશ કરી શકે તેવું હતું. તેવીજ રીતે અલ્પ વાયું સંચાર હતો. બીછાવવા માટે એક ફાટી તુટી ચટાઇ એક માટીનુ જમપાત્ર તેવુંજ ભોજન પાત્ર હતું દીન રાત એકલા પડયા રહેવા સિવાય બીજુ કામ ન્હોતુ. કેવળ ભોજન પાણી દેવા માટે એક શખ્સ અંદર આવતો હતો તે પણ અણુઘટતી સલાહ આપી દૂખમાં ઉમેરો કરતો હતો. વારે વારે કહેતો હતો કે બાદશાહને તમારી તનયા પરણાવી આપશો તો તમારા બરાબર બુલંદ નસીબશાળી કોઇ પણ નહિ બને તમારી પુત્રીના સુખની સીમા નહિં રહે. હજુ તો બાદશાહ હિતચિંતક રહીને માગણી કરે છે, પછી બળ પુર્વક પોતાની ઇચ્છા પુર્ણ કરશે તે સમયે પશ્ચાતાપ સિવાય કાંઇ પણ તમારા હાથમાં નહિ રહે ઇત્યાદિ વાકયો કહી તે જતો રહેતો, પુનઃ રત્નસિંહને એજ દીન અને એજ રાત. પાઠકો પોતેજ વિચાર કરશે કે આવી માઠી દશામાં રત્નસિંહના દીવસો કેવી કઠણાઇથી સુતતા હશે ! અને એના ચિતની કેવી સ્થિતિ હશે ?

જયારે આ કઠિન કેદમાં આવવું થયું ત્યારે રત્નસિંહે પ્રથમ બે ચાર દીનતો અનજળ ન લીધું પરંતું પરમેશ્વરની કેવીજ વિચિત્ર માયા છે કે આ—દેહને જેમ સુખ મળે છે તો સુખ સેવે છે તેમ દુખ મળે છે તો તે પણ સેવે છે ભેદ એટલોજ છે કે સુખના દીવસો વિતતાં વિલંબ નથી થતો અને દુખના દીવસો બહુ લાંબા જણાય છે, દીન રાત તો પોતાનાજ પ્રમાણુથીજ થાય

છે, પરંતુ સુખીયાને નાના અને દુખીયાંને મોટા જણાય છે.

બે ચાર દીવસ પછી આખિન થઇ રત્નસિંહે બળેલ અધપ કો જાર બાજરીનો રોટલો અને તેવીજ દાળ ખાવા માંડી મહાકષ્ટથી જેમ તેમ તેણે ક્ષુધાની નિવૃદ્ધિ કરી, પરંતુ જેમ જેમ દીવસો વ્યતિત થતા ગયા તેમ તેમ પ્રાકૃતિ બદલાવા લાગી એટલે સુધી કે એક નિરટ ભોજનને માટે સમયપર ઉત્કંઠા થતી બળ્યા પેટની અગ્નિ તો નિવૃત્ત થઇ જતી પરંતું પોતાની પુર્વાપર અવસ્થાની સ્મૃતિએ અહરનીશ હૃદયને વીંધી વીંધીને ચાળણી બનાવી દીધું ક્યારેક તો રત્નસિંહ ગભરાઇને નાસી જવામાં હતો. પરંતુ નિકળવાને પોતાને અસમર્થ જોતો ત્યારે ભાગ્યને દોષ બેસી જતો ક્યારેક આત્મહત્યા કરવાની ચ્હાતો પણ આ પ્રાણની એવી અંધ મમતા છે કે ચાહે તનમન પર કેટલુંએ અસહ્ય કષ્ટ હોય. ચાહે પ્રાણ પંખેરૂ તનમનના પીંજરાથી ઉઠી જવાને અત્યંત વિહવળ હોય તો પણ ભવિષ્યની કલ્પનાઓ ચિત્તને એવી પ્રમોદે છે કે બસ હૃદય એમાંજ મગ્ન બની આત્મ હત્યાની સુધબુધ ભૂલી જાય છે. કયારેક કયારેક એવી કલ્પનાઓ થતી કે કદિ કોઇના એક સરખા દીવસો રહે છે ? ન જાણે આ સમયે ક્યા ગૃહની કુદશા આવી છે કે આવું દુઃખ ભોગવી રહયો છું કોઇ દીન આ અવસ્થા ફરી જશે ઇશ્વરની જેવી ઇચ્છા. ચાહે તે અવસ્થામાં મનુષ્યને તે રાખે સર્વ સહન કરવુંજ જોઇએ. મનુષ્ય જાત કોણ છે ! શું કરી શકે છે ! ક્યારેક પોતાના પૂર્વજ કર્મોને દોષ આપી કહે કે પરમેશ્વરેતો મને રાજકુટુંબમાં જન્મ આપ્યો. સર્વ પ્રકારે મને સુખીયો બનાવ્યો. આ વખતે હું જે દુઃખ અનુભવી રહયો છું તેમાં પરમેશ્વરનો શો

દોષ ? જરૂર પૂર્વનાં પાપ છે. અગર હું જે હઠ કરૂં છું તેનું પ્રતિફળ છે. વા ઇશ્વરને આ સમયે આજ મંજુર છે. આજ જો બાદશાહનું કહ્યું માની હઠ છોડી દઉં અને જયાનો ડોલો બાદશાહને આપું તો પછી મને દુઃખ શાનું ? પહેલાંથી પણ વધારે સુખ મળે. આજકાલ જે આખા ભારત વર્ષનો સ્વામી છે. મોટા મોટા રાજા મહારાજા જેને આધિન છે. હું નાહક એના કહેવાપર હઠ કરી રહયો છું. જ્યારે ગીતામાં કહ્યું છે કે " नराणाञ्चनराधिप " પછી આમાં હિંદુ અને મુસલમાન શું ? સોચવું જોઇએ કે સત્ય શું છે ? જ્યારે હું બાદશાહને કન્યાદાન આપીશ ત્યારે બાદશાહના પ્રતાપે મારી કેટલી ધનીષ્ટાતા થઇ જશે ? તે સમયે મારા માન સનમાનની પણ કેટલી વૃદ્ધિ થઇ જશે ! પછી ભલા કોનાથી એવું સાહસ થઇ શકે કે મને નીચ ગણે. મોંપર તો કોઇ કાંઇ પણ કહી શકશેજ નહિ, કદી પુંઠ પાછળ કોઇએ નિંદા કરી તો પણ શું ? પુંઠ પાછળ કોણ કોની નિંદા નથી કરતું ! ધનના બળથી અકુલિન કુલીન થાય છે મારૂં કાંઇ પણ બગડશે નહિં બલકે પહેલાંથી અધિક પ્રતિષ્ટા પ્રાપ્ત થશે. જગમાં એવું કયું કૂળ છે કે જેને કંઇને કંઇ કલંક અગર કંઇને કંઇ ડાગ લાગ્યો ન હોય. માનો કે યવનને કન્યા દેવાથી જાતીવાળા મને છોડી દેશે. ભલે છોડી દે, પણ જ્યારે મારો બાદશાહપર આવો મોટો અહેસાન થશે ત્યારે બાદશાહ કોણ જાણે કેટલાય અહેસાન મારા પર કરશે. સર્વને ધન અને પ્રભુતાની પાસે હાર માનવી પડે છે. આજ કહિ મને કલંકી કહી મારી હલકાઇ કરશે. તો કાલ જ્યારે મારી પ્રભુતા વધી જશે હું અખુટ ધન સંપત્તિનો માલિક થઇ જાઇશ, લો-

કની સીપારસ બાદશાહ સુધી પહોંચાડવા શક્તિમાન બનીશ ત્યારે શો સંભવ છે કે લોકો મારી હલકાઇ કહે ! પછી તો હું લોકોની હલકાઇ બતાવીશ, અને લોકો મને મળવાથી પોતાને ધન્ય માનશે. પુત્રી જયાને જગદીશે જેવું રૂપ આપ્યું છે તેવા ગુણો પણ આપ્યા છે. બચપણમાં તેની મા મરી ગઇ કેવાં કેવાં કષ્ટો સહી લાડથી મેં તેને ઉછેરી છે. જે સમયે તે સુખી થશે તે સમયે તેને સુખી જોઈ કેટલો આનંદ થશે. પિતાનો ધર્મ છે કે કન્યાને એવે સ્થળે આપવી કે જ્યાં સુખ પામે. ત્યારે ભલા બાદશાહથી અધિક સુખ બીજે કયાં મળશે ? મુખ્યત્વે તો એજ વિચારવાનું છે કે હું મારી હઠથી નહિ આપું અને તે બળાત્કારે લઇ લેશે. અવસ્ય એવું થવુંજ છે. ત્યારે તો હું કોઇ રીતનો ન રહયો. હવે જયાની મરજી શી છે તે જાણવાની જરૂર છે જો તે રાજી થઇ કબુલ કરે તો તો ઠીક, કદિ જો તે બાદશાહથી વિવાહ કરવા ના કબુલ થઇ તો અવશ્ય મુશ્કીલ પડશે. પરંતુ તે એવું કેમ કરશે ? શાહ અલ્લાઉદ્દીનમાં ધન યૌવન રૂપ પ્રભુતા અને પ્રેમ આદિ સર્વ વાતો છે. અને એ ગુણોપર બીજી સ્ત્રીઓ પ્રેમ પણ કરે છે. કેવળ એક પ્રેમજ એવો ગુણ છે કે માહે કાંઇ પણ ન હોય તોપણ તે સ્ત્રીઓને વશ કરવાને પુરૂષનું એક અમોઘ હથીયાર છે. સંદેહ એટલોજ છે કે તે દીન જ્યારે ભોજન લઇને બાહ્મણ આવ્યો હતો અને તેણે જયા, અને સર્જરાજખાંની વાતો કહી હતી તે પરથી તો ખ્યાલ આવે છે કે જયાનો વીરસિંહપર અનુરાગ હોય તો આશ્ચર્ય નહીં કેમકે કાંઇક તો પહેલાંથીજ એના હૃદયમાં પ્રેમનું બીજ જામી ગયું હતું. બીજું એણે એને નેત્રોથી

જોઇ પણ લીધો. ત્રીજું એના પ્રેમ પરિપૂર્ણ ઉપકારથી કાંઇકને કાંઇક પ્રેમ જરૂર વૃધ્ધિ પામ્યો હશે. અને એમ પણ છે કે આર્યકૂળ લલનાઓને પતિવૃત ધર્મની મમતામાં ત્રિભુવનનું સુખ તૃણવત્ છે ધન્ય છે આર્ય કોમને કે જેની અબળાઓ આવી થાય છે.

આ શબ્દ સાંભળતાંજ રાય રત્નસિંહની મુખાકૃતિ એક સાથે જ બદલી ગઇ. આંખોમાં પાણી ભરાઇ આવ્યું. આખા શરીરમાં રોમાંચ અને પસીનો થઇ ગયો. વારંવાર કંપ થવા લાગ્યો. હોઠ અને નાકના હોપડાં ફરકવા લાગ્યાં અને મગજમાં એવી ઘુમરી આવી કે એક લાંબો શ્વાસ ખેંચી પોતે ધડ દઇ ઉંધે કાંધ ધડ દઇ પછાડ ખાઇ પડ્યો થોડીવાર સુધી એમને એમજ બેસુધ પડયા રહ્યા પછી એવું કહેતો ઉંડી બેઠો થયો કે ધિક્ક છે વારંવાર ધિક્ક જે મારા જીવનને. ક્ષત્રિ કૂળમાં જન્મ લઇ કૂળ ગર્વને અપમાન આપનારને ધિક્ક છે. હા ! હું આર્યકૂળમાં અંગારો ઉત્પન્ન થયો. તુચ્ચ સ્વમવત્ વ્યર્થ આત્મ સુખને માટે મારૂં હૃદય આવું કાયર થયું ? જાત્યભિમાન એકીવારે મારા હૃદયથી નિકળી ગયું ? જે દુષ્ટ જીભ્હાથી એવા નીચ શબ્દોનો સંસ્પર્શ થયો છે તેવી જીભને આ મુખથી કાપી ફેંકી દેવી યોગ્ય છે. હા! હું આવો કાયર કેમ થયો ? શું આર્ય કૂળનું રક્ત મારા શરિરમાં ન હતું ? અગર એ રક્તમાં કાંઇપણ દોષ નિશ્ચય થયો ? ઠીક છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "यादृशी भक्षये दन्नं बुद्धिर्भवतितादृशी." આટલા દીવસથી જે હું યવનનું અન્ન ખાઇ રહ્યો છું તેથીજ બસ મારી બુદ્ધિમાં વિકાર થઈ ગયો છે: તેમાં કાંઇ પણ સંદેહ નથી. નહિં તો સ્વધર્મ દ્રોહીયવનને, આત્મકૂળ ગૌરવમાન મર્યાદા સોંપી, તુચ્છ નશ્વર આત્મ

સુખની લાલસા કરૂં? ધિક્ક છે ધિક્ક છે ધિક્ક છે આ મારા કાયર-ત્વને વારમવાર ધિક્ક છે.

## પ્રકરણ ૧૦ મું. બલભદ્ર બહાવરો બન્યો.

બલભદ્રસિંહનું આવવુ થતાંજ વસંતકુમારીએ કહ્યું કે જ-યાને આપે આપણે ત્યાં બોલાવી મંગાવી છે તે ઠીક નથી કર્યું. કે દીલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન તેને પોતાના મ્હેલમાં રાખવા માગે છે. એથીજ એણે આપના ભાઇને દીલ્હીમાં કેદ રાખ્યો છે. જયાને લાવા માટે શાહે પોતાની ફોજ મોકલી હતી જેનાથી પૃથ્વિસિંહના કુમાર વીરસિંહે લડી, જયાને છોડાવી ત્યાંથી લાવી તમે તેને ઘરમાં રાખી. જ્યારે બાદશાહ જાણશે કે જયા આપણે ત્યાં છે ત્યારે શું તેને આપણા પ્રત્યે વેર નહિં ઉપજે? આપતો જયાને લાવીને નિશ્ચિંત બેઠા છો પરંતુ મારૂં તો રક્ત સુકાવા માંડયું છે. કોણ જા-ણે આપે શું વિચારી મૂકયું છે.

બલભદ્ર—હું શું કહીશ. મને આપેજ એ ચિંતા લાગી રહી છે. કેમકે મદાંધ બાદશાહ જયા પર અત્યંજ આસક્ત થઇ રહ્યો છે. ભાઇ રત્નસિંહે દુષ્ટને ઘણુંજ કહ્યું પણ એનું પરિણામ એજ આવ્યું કે સાંભળવા પ્રમાણે તેને કેદ કરવામાં આવ્યા અને સખ્ત સંકટ આપે છે. ખરેખર જયાને લાવવા એણે ફોજ મોકલી હતી. વીરસિંહે આવી લડી તેનાથી જયાને છોડાવી. આપણા સેના નાયક ઇશ્વરેચ્છાને તે યુદ્ધ પૂર્ણ થયા બાદ ત્યાં જઇ પહોંચ્યા જેથી જયાને લઇ આવવા પામ્યા. આવનારી જયા તો આવી ગઇ પણ તમારા કહેવા મુજબ બાદશાહને જો કદિ અહિંનો પત્તો લાગી ગયો તો મોટો ઉપદ્રવ થશે.

ને કામાંધને હાલ લાજ ધર્મ કાંઇ પણ નથી. હોય ક્યાંથી ? વિષ-યજ એવો છે. પ્રથમ તો બાદશાહ સ્હેજ હઠીલા હોયજ બીજું કામાંધ થવાને લીધે વધારે ઉન્મત થયો છે પણ શું કર્યું જાય ! જ્યારે ભાઇ રત્નસિંહના સમાચાર મળ્યા અને જો જયાને અહિં ન બોલાવી મંગાવત તો જગત કહેત કે રત્નસિંહ બલભદરમાં કેવો સ્નેહ હતો પણ રત્નસિંહને માંથે આફત આવી ત્યારે બલભદર અલગ થઇ ગયો. અનાથ બાળકીની કોઇએ ખબર ન લીધી. વિશેષ જયાનો જન્મ માત્ર મંડળગઢમાં થયો છે: પરંતુ અહિંજ લાલનપાલનથી મોટી થઇ છે. જેથી મારો એના ઉપર ઘણોજ સ્નેહ થયો છે. શું કરવું ? સમય મહા કઠિન છે.

**વસંતકુમારી**—મારી સમજ પ્રમાણે જયાનાં લગ્ન થઇ જાય તો સારૂં છે.

**બલભદ્ર**—સગાઇ તો થઇજ ગઇ છે. ઠીક પ્રથ્વિસિંહને હમણાજ પત્ર લખી પૂછાવું છું, તે શું કહે છે.

**વસંત**—મારી તો એ સલાહ નથી.

**બલભદ્ર** કેમ ?

**વસંત**—અજમેરથી જાન આવશે ધામધૂમ થશે તે વાત શું બાદશાહ સુધી નહિં પહોંચે ? એમ થતાં તો બાદશાહથી ઉલટું વધારે વેર થશે.

**બલભદ્ર**—તો પછી !

**વસંત**—મેં તો આમ વિચાર્યું છે કે સુચેતસિંહ સાથે જયા પરણાવી દેવી. જેથી બાદશાહ કે કોઇને પત્તો ન લાગે અને વિશેષ ખર્ચ પણ ન લાગે.

બલભદ્ર—વાત તો ઠીક છે. પરંતુ જયાની સગાઈ એકથી થઈ ચુકી છે હવે બીજે કરવી મહાન અધર્મ છે. અને એ સગાઈ ભાઇ રત્નસિંહે કરેલી છે, તે તોડવાવાળો કોણ ?

વસંત —એવી વાતો વિચારવાનો આ અવસર નથી. સંસારમા કોણ જાણે કેટલાય ઘરોમાં એવું ચાલતું હશે. હા જો મારા ભાઇની સગાઇ તમારે કાંઇ પણ ન હોય તો તે વાત બીજી છે. ( પોતાની સખીને ) સાંભળ્યું જમના ! મેં તો પ્રથમથીજ કહ્યું હતું કે મારૂ કહ્યું ઠાકોરે કદી માન્યું નથી તો આ વખતે પણ નહિ માને. ઘરની સલાહ તે તો ખોટી. બહાર વાળા એમના મિત્રો જે કહેશે તે થશે. કોઇના કહેવાથી જયાને બોલાવી નથી. પોતેજ બોલાવી છે. પોતેજ એ બાબત બધું કરશે. આ કારણથીજ હું કહેવા ચાહતી ન્હોતી. ખાલી તે કહેવરાવી મારૂં મોં તરછોડાવ્યું. એમના ભાઇ ભત્રીજી બરાબર મારો ભાઇ કયાંથી હોય ? ઠીક એનું પણ સગપણ કયાંઇક થઇ રહેશે. સદા કુંવારો તો નહિ રહે ? અને પ્રથમ તો એ આ સગપણમાં રાજી કયાં છે ? હું તો અહિંની બલા તે બિચારાને ગળે ઘાલતી હતી. ઓર ઘોર એનાપર નાંખતી હતી. હું આજજ મારા ભાઇ સાથે મારા બાપને ત્યાં જઇશ. અને જોતા જોતામાં તેનો વિવાહ કરી આપીશ.

બલભદ્ર – કોણ જાણે કેવો સ્વભાવ જગત પિતાએ સ્ત્રીઓનો બનાવ્યો છે ? પોતાની હઠ સિવાય એનામાં વિચાર શક્તિ તો હોતીજ નથી અમે એવું કયારે કહ્યું હતું કે તમારા ભાઇ ખોટા છે; અગર એનો વિવાહ નહિ થાય. કયાંની વાત ચિત, કયાંનો ઝઘડો, ધન્ય તમારી બુદ્ધિ !

**વસંત**—મારી બુદ્ધિ ખરાબ ન હોત તો મને શી પડી હતી કે નાહક આ ઝઘડો લઇ બેસું ? ઠીક. હવે તો જે કહેવાનું તે કહી ચુકી. આપ જાણો અને આપનું કામ જાણે. મારા ભાગ્યમાં જે નક્કી હશે તે ભોગવીશ. જેમાં તમારૂં નામ હાસ્યને પાત્ર ન થાય, અને તમારા ભાઇ રત્નસિંહ બુરૂ ન માને તેમ કરો. હું મના નથી કરતી અરે રામ ! મારી બુદ્ધિ પર શા પત્થર પડયા કે આવી વાત સુઝી !

**બલભદ્ર**—ઠીક જો તમારી આજ મરજી છે તો લ્યો હું હમણાંજ ધની રામજીને બોલાવી વિવાહનો દીન નક્કી કરૂં છું. આ ગળની તમે જાણો.

## પ્રકરણ ૧૧ મું જયાની જુકતી.

મહેલની અંદર ફુલવાડીમાં બેઠેલી જયા પૂજનને માટે ફુલના હાર બનાવી રહી હતી. ત્યાં ગભરાટમાં પડેલી કીશોરી આવી પ્હોંચી અને આવતાંજ અત્યંત ઉદાશીથી બોલી–સખી તું તો અહિં નિશ્ચિંત બેઠી છું. અને મ્હેલમાં તારે માટે મોટી ગોઠવણ થઇ રહી છે.

**જયા**—સખી ગોઠવણ શાની !

**કીશોરી**—શું કહું ? સાંભળીને તું વધારે ચિંતામાં પડીશ.

**જયા**—સખી વિલંબ ન કર. જલ્દી કહે. દુઃખ ભોગવી ભોગવીને મારૂં હૃદય બહુજ દુર્બળ બન્યું છે.

**કીશોરી**—આજ તમારા કાકાથી તમારી કાકી અત્યંત હઠ લઇ બેઠાં છે કે જયાનો વિવાહ સુચેતસિંહથી કરી આપો. આ વાતપર પ્રથમતો તમારા કાકા રાજી ન થયા પણ કાકી જ્યારે મહા

રીસે ભરાયાં ત્યારે જખ મારીને તેમ કરવા તૈયાર થયા. જાણે છે કે બીજા પરણેતરની સ્રીનું કહેવું કેમ કરી ટાળે !

આટલું સાભળતાંજ જયાના હાથમાંથી ફૂલનો હાર છુટી પડયો અને બન્ને નેત્રમાંથી આંસુ ટપકવા લાગ્યાં. જયાની આવી અવસ્થા જોઈ કીશોરી અનેક શાન્ત્વના વાકય કહી બોલી— પ્યારી સખી ! આ સમય અધિર થવાનો નથી. જો તમે ધીરજ છોડી દેશો તો શું બીજો કોઇ અહિં તમારો હિતેચ્છુ બેઠો છે કે જે તમારે માટે કાંઇ ઉપાય શોધશે ! ઉચિત છે કે આ આફતથી બચવાનો ઉપાય વિચારો. અધિર થવાથી શું થશે ! ઉલટું બુદ્ધિનું નુકશાન થશે. જયા એક ધીમો શ્વાસ ખેંચી બોલી—સખી હવે હું જાણુવા પામી કે વિધાતાનો મારાપર પુરો કોપ હોવાથી મને કાંઇ શરણુ નથી મળતું હાય ! હવે હું શું કરૂં ? કીશોરી બોલી—સખી મારી બુદ્ધિમાં તો એજ આવે છે કે તમે એક પત્રિકા વીરસિંહજીપર લખો અને તેમાં અહિંનો પુરેપુરો હેવાલ દરસાવો. મને પૂરો ભરોસો છે કે એ વીર ક્ષત્રિ અવસ્ય તમારી ચિંતા દૂર કરશે.

જયા—સખી હું કેવી રીતે લખું ? અને શું લખું ? હું તેમ કરવામાં લાજ જોઉ છું એવી નિર્લજતાથી એ શું કહેશે ?

કીશોરી—સખી એમાં લાજ કેવી ? અને આવા સમયમા !

જયા—પત્રિકા લઇ કોણુ જશે ?

કીશોરી—તમો લખો તો ! હું ડુંગરરામની સાથે મોકલીઆપીશ

આટલું કહી કીશોરીએ દુવાત કલમ કાગળ લાવી આપ્યાં જયા પત્ર લખવા બેઠી પરંતુ તે સમય તેની વિચિત્ર અવસ્થા થઇ

રહી હતી. પ્રથમ થોડીક ક્ષણો સોચતી રહી. બાદ જેમ તેમ કાંઇક લખ્યું પણ કોણ જાણે શું થયું કે પત્રિકા ફાડી ફેંકી દીધી. ફરી બીજી પત્રિકા લખવા બેઠી. એક અક્ષર લખે અને અનેકવાર કલમ બોળે. કાંઇક લખ્યું કંઇક આંગળીથી લૂછ્યું. ફરી કાંઇક લખ્યું એમ માંડ માંડ પત્રિકામાં આ પ્રમાણે લખ્યું. અશરણશરણ !

કથા પુરાણમાં સાંભળ્યું હતું કે દ્વારિકાથી આવીને શ્રીકૃષ્ણ ભગવાને શીશુપાળની જાળથી રૂક્ષ્મણીજીનો ઉદ્ધાર કર્યો હતો આજ એવીજ વિપદ મારા પર પડી છે. પીતાજી દીલ્લી કેદ પડયા છે. કાકા કે જેના શરણમાં હાલ રહી છું તે પોતાની સ્ત્રીના કહેવાપર સિંહનો શિકાર શિયાળને દેવા તત્પર થયા છે. આજકાલ મારી કાકીનો ભાઇ વિકાનેરનો કુમાર સચેતસિંહ અહિં છે એ દુષ્ટે મારો ધર્મ લેવા વિચાર્યું છે. આ સમય હું અનાથ છું આધિન છું બસ—

દુહો-તમ સુધી મુજ દોડ છે તમ મમ સિતા કંથ;
જેવો કાગ જહાજપર, સુઝે એક ન પંથ.

## પ્રકરણ ૧૨ મું છુપાવેરીનું છુપું તીર

અરૂણોદયના સમયે અલ્લાઉદીનના લશ્કરમાં તુરાઇબજી કે જેથી લશ્કરીઓને વિદિત થયું કે આજ બાદશાહની સવારી શિકારે જશે બધા લશ્કરીઓ પોત પોતાની તૈયારીમાં લાગ્યા. થોડીક ક્ષણો થઇ કે પાછી કૂચની તુરાઇબજી. પેદલ અને સવારો રાજ ભુવનની સનમુખ જઇ ઉભા. તંબુના ઉટો વિદાય થયા રાજ સભાસદ, પ્રધાન, અમીર, ઉમરાવ, શિકારીઓ જે અત્યંત પ્રિય હતા તે સર્વ નિજ નિજ તૈયારી કરી નિજ નિજ વાહનપર સવાર થઇ

શિકારસ્થાનની તરફ વિદાય થયા. ઢોલ, ડફ, દુદુભી, ભેરી વિગેરે અનેક પ્રકારના વાજીંત્રો લઇ વાદનકારી મંડળ ચાલ્યું વાટની અગત્યની વસ્તુઓ મુકત સેવક ગણુ સાથે હાથી પર સવાર થઇ મહા ભીડભાડ વચ્ચે બાદશાહ નિકળ્યો. મધ્યાન્હ થયા પહેલાં સવારી નગર પ્રાન્ત પાસે એક રમણિક વન હતું; જ્યાં અગાઉથી મુકામ માટે સોઇ બનાવી રાખી હતી ત્યાં પહોંચી. બાદશાહે આજ્ઞા આપી કે આજ અહિંજ મુકામ રહેશે. આજ્ઞા મળતાંજ સર્વ પોત પોતાનાં દરજ્જા પ્રમાણે ઉતારો લેવા લાગ્યા. કોઇ સુંદર કારીગરીદાર તંબુમાં, કોઇ સામાન્યમાં, કોઇ હલકામાં, કોઈ રાવટીમાં, કોઇ વૃક્ષો તળે એમ યથા સવડ પડાવ થયો. ક્યાંઈક દસપાંચ આદમી વૃક્ષ છાયાનો બહાર લેવા જઇ બેસી વાર્તાલાપ ચલાવી રહ્યા છે. ક્યાંઇક સ્નાન આદિ ક્રીયા ચાલી રહી છે ક્યાંઇક આડે પડખે આરામ લેવાય છે ક્યાંઇક શ્રમ નિવારણ માટે નિંદ્રા લેવાય છે, ક્યાંઇક અસ્ત્ર શસ્ત્ર સાફ થાય છે જ્યાં જુઓ ત્યાં કોઇ કાંઇ કોઇ કાંઇ સર્વ સર્વના કામમાં પડયા છે. વચમાં એક પરમ સોહમણો અત્યુંતમ સ્તુતિપાત્ર આકાશ સાથે વાતો કરતો તંબુ ઉભો છે કે જેમાં પાસે પાસે ખુર્શીઓ પર બાદશાહ અને મુસાહેબ ગણુ બેઠેલ છે, શીકારી ટોળુ શીકારી ચકલીઓ અને બાજ લઇ ઉભું છે બાદશાહનો ઇશારો મળતાંજ સર્વ પોત પોતાનાં પક્ષિઓ ક્રમવાર છોડવા લાગ્યા પ્રેક્ષકો પક્ષિઓની પ્રવિણતા પર આફ્રિન થઇ તારીફ કરવા લાગ્યા. એવી રીતે કેટલોક સમય આનંદ ઉડતો રહયો તદુપરાંત બાદશાહ આરામ માટે આરામના તંબુમાં ગયા, મુસાહેબો અને બીજા લોકો પોત પોતાના સ્થાન પર ગયા, થોડોક

દીવસ બાકી હતો કે શિકારની તઇયારી થઇ જંગલના રક્ષકોના ઉપરીએ આવી અરજ કરી કે બે એક ખેતરવા દુર એક જગોઆ છે. ત્યાં હરણ રોઝ વિગેરેનાં ટોળાં શીતળ છાયામાં આવી રહ્યા છે. ઘણાં દીવસથી એણી ગમ શિકાર. નથી થતો જેથી જાનવરો નિર્ભય બેસે છે એ સાંભળતાંજ બાદશાહ થોડાક સવારો અને થોડાક શિકારીઓ સાથે એક ઉત્તમ ઘોડાપર સવાર થઇ તે તરફ રવાના થયો જયાં તે સ્થાન પર શાહ પહોંચે છે કે દક્ષિણ દિશા તરફથી એક હરણનું ટોળું આવતું નજરે પડયુ જોતાંજ બાદશાહ મહા હર્ષથી પોતાના સાથીઓને તેજ જગોએ મુકી અત્યંત વેગથી ઘોડો દોડાવી ગયો. જે ટોળાની પાછળ બાદશાહ દોડયો હતો તે ટોળું તો નાસી ગયું પણ એક બીજા મેદાનમાં દસ પાંચ હરણો ચરી રહયાં હતાં અને તેના બચ્ચાં ચોકડીઓ ભરી કલોલ કરી રહયાં હતાં બદશાહે તાકીદે એવું તીર માર્યું કે એક હરણને લાગ્યું લાગતાંજ હરણ ઉછળીને ત્યાંજ ઢળી પડયું તેને પડયુ જોઇ બીજાં હરણો નાઠાં બાદશાહે તેની પુંઠ લીધી આગળ હરણ અને પાછળ બાદશાહ દોડતાં દોડતાં એક ગીચ જંગલમાં જઇ પહોંચ્યો ઘોડાના પગને ઠોકર લાગવાથી ઘોડો આગળ ઝુકી પડયો જો અનાડી સવાર હોત તો જરૂર તે ધરતી પર ઢળી પડત પરંતુ બાદશાહ જે અશ્વ પલાણમાં નિપુણ હોવાથી પડયો તો નહિં પરંતુ ઉતરી પડયો એક ઝાડની ડાળમાં લગામ ભરાવી ઘોડો ત્યાંજ ઉભો રાખી પોતે એક શિલાપર એવા અભિપ્રાયથી જઇ બેઠો કે કોઇ શિકાર આ માર્ગથી નીકળશે તેથી અહિંજ નિશાન સધાશે.

સંધ્યા સમય તો થઇજ ગયો હતો, વૃક્ષોની સઘનતાને

લીધે સુર્યાસ્તની પહેલાં કાંઇક અંધારૂં છવાવા લાગ્યું બાદશાહ શિ-
કારની તાકમાં એવો નિમગ્ન થઈ ગયો હતો કે એને સમયનું ધ્યાન
નહોતું પરંતુ શિકાર હાથથી નિકળી ન જવાનુ વધારે ધ્યાન
હતું એજ ધ્યાનમાં ધનુષપર બાંણ ચડાવી વીરાસને બેઠો હતો કે
અચાનક એક તીર આવી તેની કમરમાં લાગ્યુ હજી આંચકો
ખાઇને પાછળ વળી જુએ છે ત્યાં બીજું તીર પડખામાં એવું
સજોર ચોટયુ કે ચોટતાંજ બાદશાહ લડથડીયાં ખાઇ શિલાપરથી
ધબ દઇ નીચે પડી મુર્છાવશ થયો,

## પ્રકરણ ૧૩ મું નવિનશાહ

કંઈક રાત વીતી ત્યાં સુધી તો પડાવના લશ્કરીઓએ વિ-
ચાર્યું કે બાદશાહ શિકારની પાછળ બહુજ દુર નિકળી ગયા તેથી
આટલી બધી વાર થઇ છેવટે ઘણીજ રાત જવાથી સર્વને ઘણી
આતુંરતા થઇ શાહના સાથીઓ પણ થોડી રાત વીતતાં શાહ પ-
ડાવપર પધાર્યા હશે એમ માની પોતે પડાવપર આવ્યા સાથીઓને
શાહ વિના જોઇ સંદેહમાં પડી છેવટે સર્વેએ એવો સિદ્ધાન્ત
કર્યો કે હવે આપણે નિશ્ચંત બેશી રહેવું ન જોઇએ ઉચિત છે કે
આપણે આપણા બાદશાહને જંગલ મધ્યે જઇ શોધીયે આ નિ-
શ્ચયપર મુખ્ય મુખ્ય સરદારો મુસાહેબો જંગલના ભોમીઆ સાથે
ચાલી નિકળ્યા. અને આખી રાત અહિં તહિં ઢુંઢતા રહ્યા સવાર
પડતાંજ અલી નામનો એક સિપાહી રોતો પોકારતો બાદશાહની
શોધમાં નિકળેલાઓને મળ્યો અને છાતી કુટી બોલ્યો કે મહા
અંધેર થઇ ગયું બાદશાહને સિંહ ઉપાડી ગયો આ સમાચારથી
પૂર્ણ ખેદ સાથ સર્વ પાછા ફરી પડાવપર આવ્યા લશ્કર શોક

સમાચાર પહોંચતાંજ મહા ખળભળાટ મચી પડયો ચોગરદમથી લોકોએ આવી અલીને ઘેરી લીધો. બાદશાહના સમાચાર વારંવાર સર્વ અનેક પ્રકારથી પૂછવા લાગ્યા. અલીએ કહ્યું ભાઇઓ હું શાહથી અલગપણે એકલા શિકાર માટે નિકળી પડયો હતો. દૈવાત એક ગીચ જંગલમાં શિકાર પાછળ ચાલ્યો ગયો. ત્યાં પહોંચતાંજ એક પ્રચંડ સિંહ ગર્જના મારા કાને પડી. એ ગર્જના સાંભળી જ્યાં હું બે કદમ પાછો હઠયો કે સામે એક પહાડીપર બાદશાહ જેનાપર તલપ મારતો શેર મેં વિકાળ રૂપમાં જોયો. હું હજુ તે શેરપર જઇ પડવા ચાહતો હતો કે તુરત મારા પગનો અવાજ સાંભળી તે બાદશાહને ઉઠાવી નાઠો. હું પાછળ દોડયો પણ પત્તો ન લાગ્યો. હાય! હું રોતો પીતતો પાછો ફર્યો. આટલું કહી છાતી કુટી વિલાપ કરવા લાગ્યો. જો કોઇ ઉલ્લવંત શાન્ત મગજથી બારિક રીતે જોવે તો તે રોવું કુટવું કૃત્રિમ જણાત. તમામ લશ્કરમાં શોક છવાયો. ચારે તરફ હાહાકાર વર્તાઇ રહ્યો નિદાન એમ રોતા કુટતા સર્વ રાજધાની તરફ વળ્યા અને વિજળીના વેગથી શોક સમાચાર આખા નગરમાં તથા જનાનખાનામાં પ્રસરી ગયા. કરૂણા સુમુદ્રનો ક્ષણ ભરમાં એવો પ્રવાહ ફેલ્યો કે સિવાય હાહાકાર કાંઇ પણ કાને પડતું ન્હોતું.

હવે આગેવાન સરદારો અને રાજ દરબારીઓએ ધાર્યું કે રાજકર્ત્તા વિના રાજમાં ઉપદ્રવ ન જાગે વાસ્તે જેમ બને તેમ જલ્દી શાહના નજદીકનાં સગાને રાજ્ય સિંહાસન બેસારવો યોગ્ય છે. છેવટ નિશ્ચયપર આવી બાદશાહના ભત્રિજા એકતાઇખાંને ગાદીપર બેસારી રોશનખાં નામ ધારણ કરાવ્યું. બાદશાહ અલ્લાઉદ્દીનના

મૃત્યુના સમાચાર દેશ દેશાન્તરોમાં મોકલી આપ્યા. બેગમોએ હઠ લીધી કે જ્યાં સુધી બાદશાહના મૃત્યુની અમને કોઇ પણ નિશાની નહિં મળે ત્યાં સુધી કદાપી અમે નવીન બાદશાહનો રાજ્યાભિષેક ખહાલ રાખી શકશું નહિં.

## પ્રવેશ ૧૪ મો. જયાપર જબરદસ્તી.

પત્રિકા મોકલ્યા પછી જયા તથા કીશોને એક એક દીવસ એક એક વર્ષ સમાન જતો હતો. દીન રાત એજ ચિંતામાં વીતતાં હતાં કે પત્રિકા મળવાથી વીરસિંહ આવશે કે નહિં. અને કદિ એમણે આવવું સ્વિકાર કર્યું તો કઇ રીતે અમારો ઉદ્ધાર કરશે કેમ કરી મળશે. અગર બાદશાહથી વેર થાય એવા વિચારપર અહિંનો સંબંધજ છોડી આપે. અગર હાલ કાંઇ બ્હાનુંજ બતાવે વિગેરે અનેક પ્રકારની મન કલ્પનામાં વ્યાકુળ થઇ રહ્યાં હતાં. તેવામાં એક દીન મધ્યાન્હે ડુંગરરામે આવી કહ્યું કે વીરસિંહ તો દીલ્લીમાં છે. અને એમના નાના સહોદર ધીરસિંહ પત્રિકા લઇ વાંચી કંઇ વિચારી તુરત મારી સાથેજ આવ્યા છે, અહિં નગરની બહાર છૂપી રીતે રહ્યા છે અને આપને કહેવરાવ્યું છે કે કોઈ રીતે કોટ બહાર કોઇ એકાન્ત સ્થાનમાં આવી મળો તો ઉત્તમ થાય.

કીશોરી—તે તમને કેવી રીતે મળ્યા?

ડુંગર—જ્યારે હું ત્યાં કોટપર પહોંચ્યો અને સાંભળ્યું કે કુંવર વીરસિંહ થોડાંક દીનથી ક્યાંઇ પરગામ ગયા છે ત્યારે એજ વિચારી રહ્યો હતો કે હવે શું કરવું ! કે એટલામાં ધીરસિંહની સવારી નીકળી. મેં આગળ વધી આશીશ આપી. એણે મારી તરફ જોઇ પૂછ્યું. ક્યાંના રહેવાવાળા છો ? મેં કહ્યું હું રહેવાવાળો તો

મંડળગઢનો છું, પરંતુ આ સમે જેસલમેરથી મોટા કુંવર સાહેબ વીરસિંહની ભેટ માટે આવ્યો છું. કાંઇક જરૂરતું કામ છે એના ઉત્તરમાં એણે વીરસિંહના બહાર જવાના ખબર સાથ કામ જણાવવાનું કહ્યું. મેં કાંઇક સોચી વિચારી પત્રિકા તેમને આપી. પત્રિકા વાંચતાંજ તેમના મ્હોંપર સક્રોધખેદ દશ્યમાન થયો. મારા પ્રત્યે તુરત બોલ્યા કે તમે અહિંજ રહો. અને પોતેં કોટમાં તુરત જઇ આવી તુરત મારી સાથે ચાલી નિકળ્યા.

**કીશોરી**—શું એકલાજ આવ્યા છે ?

ડુંગર—નહિં બે સેવક અને પાંચ સવાર સાથે છે.

**કીશોરી**—ધીરસિંહની અવસ્થા કેટલીક હશે ?

ડુંગર—સોળ સત્તર વર્ષની હશે.

આ સાંભળી કીશોરીએ જયાને કહ્યું કે સખી ! હવે વિલંબ કરવો ન જોઇએ. ચાલ હું તું અહિંથી નિકળી જઇયે. જયાએ પૂછ્યું—આપણે નિકળીને કયાં જશું ? કીશોરીએ કહ્યું—એ ચિંતા ન કરો નગરની બહાર મારાં જોયેલાં કેટલાંક સ્થાનો છે કે જયા ભલી રીતે આપણે તેનાથી એકાન્તમાં મળી શકશું. એક સ્થાનનો પત્તો બતાવું ત્યાં ડુંગરરામ તેને લઈ આવે.

કીશોરીના કહેવાપર જયા ચાલવાને ખુશી થઇ. સુર્ય અસ્ત થયા બાદ જયાં બન્ને ચાલવાને તૈયાર થયાં કે એક દાસીએ આવી પૂછ્યું—આપ કયાં જાઓ છો ? કીશોરીએ જવાબ આપ્યો આજ પ્રદેશ છે તેટલા માટે કોટ બહાર શીવ પૂજન કરવા જઇએ છીએ. પરંતુ કોઇને કહેતી ના. આમ કહી જયાને કીશોરી બહાર તો આવ્યાં પરંતુ ચિત્તમાં ખટકો રહ્યો.

થોડેક દૂર જઇ કરી નગર બહાર એક જંગલમાં પહોંચ્યાં, ત્યાં પહોંચી કીશોરીએ કહ્યું—આ ખરેખરૂં એકાન્ત સ્થાન છે અહિંજ રોકાઇયે. આજ સ્થાન મેં ડુંગરરામને બતાવ્યું છે

જયા—સખી ! તું જે કહીશ તેજ હું કરીશ પરંતુ આ સ્થાન તો બહુજ બીહામણું છે.

**કીશોરી**—એમતો આ જંગલજ છે તથાપિ એવું બીહામણું નથી. પરંતુ દુઃખના સમયમાં ભલે ને સોહામણું સ્થાન હોય પરંતુ દુખીયાને દુખકરજ નજરે આવે છે. તમને યાદ હશે કે એક વર્ષ હું તમે અને કેટલીક જણીઓ કૃષ્ણ જન્માષ્ટીને દીવસ જ્યારે નગર બહાર આવેલ તે સમયે વાદળ ઘેરાઈ આવી ઝીણાં ઝીણાં બુંદો વરસવા લાગ્યાં તો તમેજ હઠ કરીને કદમના વૃક્ષે ઝુલો નાંખ્યો હતો. કહો ત્યારે જંગલ કેવું સોહામણું દીસતું હતું શું તે સ્થાન કરતાં આ સ્થાન વધારે ભયાનક છે ?

જયા—હા સખી ! મને યાદ છે. તે આ સ્થાન જેવું ભયાનક તો ન્હોતું.

**કીશોરી**—સખી ! આ તારો ભ્રમ છે. જો ! આ તેજ સ્થાન છે પણ વાત એ છે કે તે સમયે આપણે સુખીયાં હતાં, આ સમયે દુખીયાં છીએ બસ એથીજ ભયાનક માલુમ પડે છે.

જયા—સખી તારૂં કહેવુંજ ઠીક છે. હવે મેં ઓળખ્યું આ-તેજ સ્થાન છે. સત્ય સુખીયાને સર્વ ઠેકાણે સુખ છે અને મારા જેવી દુખીયારીને સ્વર્ગમાં પણ દુઃખને દુઃખ જ છે, હાય ! હું મારા દુર્ભાગી છું. જન્મતાંજ માતાના સુખનો અંત આવ્યો કાળના સ્નેહે આવાંને ભૂલી ગઇ, દુર્ભાગ્યે એને પણ છીનવી લીધા. ત્યારે પિતાજી

એવો સ્નેહ રાખતા રહ્યા કે જેના લાડમાં તે બન્નેને ભૂલી ગઇ. હા! વિધાતાથી તે પણ સહન ન થઇ શકયું. કોણ જાણે કેવાય દુઃખમાં તેના દીવસો વીતતા હશે. એના દુઃખનું કારણ પણ હુંજ થઇ. નહિ તો શા કારણે એમને દીલ્હીમાં કેદ થવું પડે ! મારૂં દુર્ભાગ્ય જુઓ કે હજુ મારો વિવાહ પણ નથી થયો તથાપિ પ્રાણવલ્લભ ને પણ કેવાં કેવાં કષ્ટ સહન કરવાં પડયાં છે ! હવે જોઉછું પ્રીતમના પ્યારા ભાઇ ધીરસિંહને મારા માટે શાં શાં વિઘ્નો નડે છે.

**કીશોરી**--સખી ! એ સર્વ થવા પદાર્થ ! જે કાંઇ થવાનું તે અવશ્ય થાયજ મારૂં તારૂં શું જોર ?

આ વાતો થઇ રહી હતી કે ઘોડાના પગનો અવાજ સાંભળવામાં આવ્યો સાંભળતાંજ જયા કીશોરીનું ધ્યાન તે તરફ ખેંચાયું. એટલામાં ડુંગરરામે આવી કહ્યું--કુંવર ધીરજસિંહજી આવ્યા. જયા કીશોરી સાવધાન થયાં ઘોડા પર સવાર એક રાજકુમાર કે જેનું વય સોળ સત્તરેક વર્ષનું હતું રૂપ રંગમાં વીરસિંહથી મળતો તે આવીને ઘોડા પરથી ઉતરી ઉભો રહ્યો. કીશોરીના કહેવાથી ડુંગરરામે બેસવાનો ઇશારો કર્યો. બેસવા પછી ધીરસિંહ બોલ્યો--વીરસિંહના નામની પત્રિકા લઇ ડુંગરરામ મહારાજ આવ્યા પરંતુ કેટલાક દીવસથી તે દીલ્હીમાંજ છે એ કારણથી આપની પત્રિકા મેં લઈ લીધી. અને સાંભળ્યું કે જરૂરી પત્રિકા છે તેથી ખોલીને વાંચી મારૂં આવવું ઉચિત્ જાણી હું હાજર થયો. હવે કહો શી આજ્ઞા છે ? એ સાંભળી જયાએ પૂછયું--વીરસિંહજી કેમ દીલ્હી કેમ ! ધીરસિંહે કહ્યું--જયારે વીરસિંહ સાંભળ્યું કે રાય રત્નસિંહને બાદશાહે દીલ્હી બોલાવી કેદ રાખેલ છે.

અને આપ એકલાં મંડળગઢમાં છો તેજ સમયે તે ખાસ રિસાલો લઈ મંડળગઢ તરફ રવાના થયા પરંતુ તેમના આવી પહોંચવાની પ્હેલાં આપ ત્યાંથી પધારી ચૂક્યાં હતાં. આપના પધારી જવાના સમાચારથી તે પાછા ફર્યા અને પૂછતા પૂછતા જ્યાં આપ હતાં ત્યાં સુધી પહોંચ્યા પણ ન્હોતા કે યવનોથી ઝપાઝપી થઇ તે આપે જોયુંજ છે યવનોની ફોજ તમામ કાપી નાખવા પાછળ પડેલા સૈનિકોને પાછા વાળવા પોતે આપનાથી દૂર નિકળી ગયા ત્યાંથી પાછા ફરીને આવી જોવે તો આપને ન જોતાં અને આપના મનુષ્યના મુખથી આપ જેસલમીર ગયાના ખબર મળતાં ત્યાંથી નિશ્ચિંત થઇ દીલ્હી ચાલી નિકળી ગયા. કોણ જાણે કેમ ત્યાં આજસુધી રોકાઇ રહ્યા છે. દીલ્હીથી એક સવાર પત્ર લઇ આવ્યો હતો તેમાં એવા સમાચાર લખ્યા હતા.

આ વાતના પ્રસંગે જયા કાંઇક બોલવા ચાહતી હતી કે ઉંચી શીલાપર બેઠેલ ધીરસિંહને પાછળથી ઓચીંતી એક તલવાર લાગી. એટલા જોરથી ઘા પાડયો કે ધીરસિંહ મોં ભર પડી ગયો. ધીરસિંહને પડયો જોઈ જયા અને કીશોરી એકાએક ગભરાઇ ઉભાં થઇ ગયાં અને એવાં ભયભીત થઇ ગયાં કે ચકિત થઇ આમ તેમ જોવા લાગ્યાં. તેઓ એવા બેચક થઈ ગયાં કે કાંઇ પણ ન જોઇ શકયાં તથા એક શબ્દ પણ મોંમાંથી ન નીકળી શકયો. ફકત વિહ્વળ અવસ્થામાં આ શબ્દ સાંભળી રહ્યાં

હું ન્હોતો જાણતો કે તું આવી નિરંકુશ અને કપટી છે. આ શબ્દ સાંભળીને બન્નેએ શબ્દ જે તરફથી આવતા હતા તે તરફ જ્યાં જોવા જાય છે કે ઝટ એક પુરૂષ એની પાસે હાથમાં નાગી

તલવાર લઇ આવી ઉભો. અને ક્રોધ કરી બોલ્યો—કેમ દુષ્ટા તેં એમજ સમજી લીધું કે તારા શીરપર કોઇ નથી ? હું ન્હોતો જાણતો કે તારામાં આટલાં લક્ષણો ભર્યાં છે. ઠીક હવે જે થવાનું તે થયું ચાલ આ સમયે તે પુરૂષની સાથે ચાલવા સિવાય જયાથી કાંઈ પણ બની શકતું નહિ. કુંગરરામ અને કીશોરી બસ જોઇજ રહ્યાં અને જયાને ડોળીમાં બેસાડી તે પુરૂષે જંગલની રાહ લીધી.

## પ્રકરણ ૧૫ મું જયાની સ્હાયમાં કીશોરી.

થોડીક ક્ષણો ઉપરાંત જ્યારે મૂર્છા ઉતરી ત્યારે ધીરસિંહે જોયું કે કીશોરી કુંગરરામ પાસેથી પાણી લઈ અધાત સ્થાનને ધોઇ રહી હતી, અને કીશોરીની આંખમાંથી આંસુનો પ્રવાહ વહેતો હતો. ધીરસિહનાં નેત્રો ખુલતાંજ લજ્જા પામી કીશોરીયે નીચું જોયું. ધીરસિંહ ઉઠી બેઠો થયો અને આમતેમ જોઇ બોલ્યો—રાજકુમારી કયાં ? રોયા સિવાય કીશોરીના કંઠમાંથી બીજો શબ્દ ન નીકળ્યો કુંગરરામે કહ્યું — કુંવરજી આપ જરા ચેતના પામો. હાલ સર્વ સંકલ્પ વિકલ્પ છોડી આપો. ધીરસિંહે ઘોડાપરના થેલામાંથી એક ચાંદીની ડબ્બી કઢાવી તેમાંથી કોઈ પ્રકારનો મલમ કાઢયો, ધીરસિંહ મલમ આઘાતપર લગાવવાને ડુંગરરામના હાથમાં આપવા ચાહતો હતો કે કીશોરીએ હાથ લંબાવી મલમની ડબ્બી લઇ લીધી અને અત્યંત સાવધાનીથી મલમ આઘાતપર લગાવી પાટો બાંધ્યો ધીરસિંહે ફરી અધિર થઇ પૂછ્યું રાજકુમારી કયાં છે ? હવે કીશોરીથી રહ્યું ન ગયું. ચીસ મારી રોઈ પડી અને વિલાપથી રૂંધાયેલે કંઠે બોલી કે હાય પ્યારી જયા અને હું જે વિપદાથી છુટવા ચાહતાં હતાં તેજ વિપદામાં વિધાતાએ જયાને ફરી નાંખી.

ધીરસિંહ—હેં આ શું

કીશોરી—જે સમયે હું અને જયા ગઢથી નિકળ્યાં હતાં તે સમયે એક દાસીએ અમને નીકળતાં જોઇ રોકયાં હતાં અમે તેને એમ કહીને નીકળી આવ્યાં કે પ્રદેશ છે તેથી શિવપૂજન માટે કોટ બાહાર જઇએ છીએ.

ડુંગર—ત્યારે તો તેજ કુટ્ટાએ બલભદ્રસિંહ અગર તેની આગે કહી દીધું. અને તે ઉપરથી બલભદ્રસિંહ શોધ કરતા આવ્યા. કોણ જાણે શા કારણથી એણે કુમાર સાહેબપર ઘા કર્યો અને જયાને ડોળીમાં બેસાડી લઇ ગયા. જયા કુમારીની શી દશા થઇ હશે? હા ઇશ્વર!

ધીર—આ સમય ધૈર્યનો છે. અત્યારે જો આપણે કોઇ ઉપાય ન વિચારતાં કેવળ રોમીટથી સમય નષ્ટ કરશું તો તેથી કાંઇ પણ લાભ નહિ થાય વાસ્તે ઉચિત છે કે ધીરજ ધારી કોઇ ઉપાય શોધીયે કે જેથી રાજકુમારી એ આપદાથી છૂટે.

કીશોરી—તેઓએ કઇ કઇ યત્નથી જયાને રાખી હશે. હવે તે હાથ લાગવી મહા કઠિન વાત છે.

ડુંગર—આપ અધિક ચિંતા ન કરો. હું જેમ બનશે તેમ આજ રાજ કુમારીની શોધ મેળવી આપ લોકોને આવી કહું છું. આમાં કઇ મોટી વાત છે! કહી સાત પાતાળને તળે બલભદ્રસિંહ જયાને રાખી આવે તો પણ હું વાત વાતમાં પત્તો મેળવી આવીશ. કુંવરજી? જન્મભર આપ લોકોના દરબારમાંજ રહ્યો છું. મોટા મોટાં કઠિન કાર્યો કર્યા છે. હવે વૃદ્ધાવસ્થા આવી ચાર દીન જીવવું છે, તથાપિ સાહસ કરી કહું છું કે આપને પ્રતાપે રાજકુમારીને અવશ્ય શોધી લાવીશ. અનદાતાજી? આપ મારા કહેવાનો પુરેપુરો વિશ્વાસ

આણુશો. મારી વિનંતિ એ છે કે આ સમયે આપનું શરીર ઘણુંજ પીડિત છે તો પ્રથમ આપને માટે આરામ દાયક કોઈ સ્થાન સ્થીર કરવા ચાહું છું, આપ ત્યાં આવી વિશ્રામ કરો ત્યારે હું નિશ્ચિંત જવાની શોધ માટે જઉં.

ડુંગરરામના આ કથનમાં કીશોરીની પણ સંમતી મળી અને કીશોરીએ હાથ જોડી ગળગળી થઈ ડુંગરરામ પ્રત્યે કહ્યું—મહારાજ હવે તો તમારોજ ભરોસો છે. મારૂં નાવ દરીઆમાં ડુબે છે જે ચાહો તે કરો.

ધીર—મહારાજ મારા વિશ્રામ માટે આપ વિશેષ યત્ન કરો નહિ હું અધિક આરામ નથી ચ્હાતો. કીશોરી તરફ મને વધારે ધ્યાન છે. મારૂ તો એવું ઇચ્છવું છે કે જો આ જંગલમાં કોઈ વિશેષ એકાન્તિક સ્થાન હોત તો ઉત્તમ હતું અને એકાદ કોઇ દાસી આવી જતી તો કીશોરીને ઠીક પડત,

ડુંગર—કુંવરજી ! મારી તો એવી ઇચ્છા છે કે પાસેજ એક ગામ છે, આપ ત્યા આવીને રહો. અથવા અહિંથી થોડે દુર એક મહાત્મા બ્રહ્મચારીનું સ્થાન છે તે સ્થાને રહો.

ધીર—ત્યાં બીજું કોઇપણ રહે છે ?

ડુંગર—કોઇ નહિ એક અત્યંત વૃદ્ધ બ્રહ્મચારી પોતાની કુટિમાં ભજન કર્યા કરે છે અને પ્રાતઃકાલ સંધ્યાકાળ શિવાલયમાં શિવ-પૂજન માટે જાય છે. સ્થાન ઘણું રમણિક છે. અને અભ્યાગતોને માટે બે એક કુટિઓ બનેલી છે.

ધિર—તો હવે રાત્રીજ થોડી રહી ગઇ છે ઉચિત્ છે કે સૂર્ય ઉદય પહેલાં અહિંથી નીકળી જઇયે.

ડુંગરરામે કિશોરીને પૂછ્યું—આમાં તમારી શી મરજી છે ! તેના ઉત્તરમાં કીશોરીએ કહ્યું—આવા સમયમાં મને શું પૂછવું હોય ! જે આપ શુભેચ્છકોને યોગ્ય જણાય તે યોગ્યજ છે તથાપિ છતાં મારી મરજી પૂછો છો તો હું એમ વિનંતી કરૂં છું કે જો આપ આજ્ઞા આપો તો એ ગઢની પાસે એક બ્રાહ્મણી મારી મુખથી કહેલી બેન છે હું તેને ત્યાં ચાલી જઉં અને એના દ્વારા ગઢના પૂરેપૂરા ખબર લઇ આવું. ડુંગરરામજી ! તમે અહિં કુંવરજીની સેવા માટે રહો. આગળ જેવી ઇશ્વરની મરજી, જેમ બનશે તેમ હું અર્ધ રાત્રી પહેલાં આપને આ સ્થાને અગર જ્યાં રોકાઓ ત્યાં આવી મળીશ.

કીશોરીનું આ કહેવુ ડુંગરરામ તથા ધીરસિંહને પસંદ પડયું. પરંતુ ધીરસિંહે કહ્યું—જો એમજ છે તો ડુંગરરામજી પ્હોંચાડવા સાથે આવે. પણ એવું ન થાય કે આપ પણ કોઇ બલામાં ફસી જાઓ અને અહીં મને કયાંય ખબર ન મળે.

કીશોરીએ અત્યંત નમ્રતાથી અને રૂધાયેલે સ્વરે કહ્યું—નહિ એમ નહિ બને આપ નચિંત રહો. હું અવસ્ય અર્ધ રાત ગયે આવી જઇશ. જે રીતે બનશે તે રીતે જયાને છોડાવી લાવીશ. આટલું કહી કીશોરી ડુંગરરામને લઇ ચાલી નીકળી.

## પ્રકરણ ૧૬ મું. મામલો ગુંચવણમાં

ચંદ્રદેવના કાર્યની અવધિ થઈ ચૂકી છે તો પોતાનો અધિકાર છોડી સુર્યદેવ આવવાની વાટ જોઇ રહ્યા છે હજુ કાલનીજ વાત છે કે જે સમયે ચંદ્રદેવ પોતાના અધિકાર પર આવ્યા હતા. તેની પરોણાગત માટે પ્રકૃતિદેવીએ કેવી કેવી તેયારી કરી હતી. એ ચન્દ્ર-

માનો જે સમય ઉદય થયો ત્યારે તેના ચ્હેરાપર કેવી કાન્તી ઝલક મારી રહી હતી ? કેવી શોભાને પ્રાપ્ત હતા ? જોતા જોતામાં ક્ષણે ક્ષણે એની કીર્તિ કૌમુદિનો જગમાં કેવો પ્રકાશ થવા લાગ્યો હતો ! ચોતરફ લોક ચંદ્રદેવનોજ જશ ગાઈ રહ્યા હતા, એની સુકોમળ પ્રકૃતિનો વાહવા આપી રહ્યા હતા. જેમ જેમ સમય વીતતો જતો હતો તેમ તેમ એની શોભા વધતી જતી હતી, એ સમય સુર્યદેવનું એક પણ ચિન્હ નહોતું અને કોઇને એમ પણ જાણ ન હતી કે ચંદ્રનો એક સરખો સમય નહિ વીતે. ચંદ્રે અભિમાનમાં નિશ્ચિંતપણું ધારણ કર્યું કે ધીરે ધીરે ક્ષીણ મલિન થવા લાગ્યો. ચંદ્રિકાપર ધાબુ લાગ્યું, અંધારૂં ધીમે ધીમે જગતને ગુમ કરવા લાગ્યું. ચોર લુંટારાઓને પોતાનો મન માન્યો કારભાર કરવાને સુઅવસર મળ્યો. મોહમયી નિદ્રાંના ભૂલાંવામાં સર્વ એવા ભૂલ્યા કે પોતાનાં તન ધન ની કોઇને સુધ પણ ન રહી. ચંદ્રને બે હાલ થતો જોઇ ચકલીઓએ ચુપાચુપ પોતાના માળાનું શરણ લીધું ઘુવડ આદિ રજતીચરોને ફાવ્યું. કોઈ કોઇ ઘરમા ઝાડ ફાનસો ચંદ્રમાની ચિકિત્સા કરતાં હતાં. ચંદ્રદેવની કાન્તિ તો કોણ જાણે કયાંયે છુપાઇ ગઇ. તે શોભા કયાં ચાલી ગઇ. તે ચંદ્રજ ન રહ્યો. આ પ્રમાણે અજવાળાપર અંધારૂં પણ રાજ ચલાવવા આવ્યું. જ્યારે તમામ જગતમાં અંધારૂંજ અંધારૂજ છાઇ ગયું ત્યારે તેનો પણ સમય થઇ ચૂકયો. તુરત પ્રકૃતિદેવીની તેની બદલાની આજ્ઞા આપી. અને તેની જગોએ સુર્યદેવ આવ્યા. અહા ! પ્રિય પાઠકો આ ઉથલ પાથલ સંસારીઓને સંસાર સુખના અસ્થિરત્વનો ધડો લેવા યોગ્ય કેવી સજ્જડ છે? સુર્યદેવના આગમનથી જગત જાગી ગયું. ચકવાકના જોડલાં જુદાં

પઠી ગયાં હતાં તે મળીને બેઠાં. ચાતકે આગળ વધી સુર્યદેવને આશીર્વાદ દીધો. આનંદ પરિપૂર્ણ કમળો પ્રફુલ્લીત થયાં. અહિં રાત્રિનો કાર્યાધિકાર (ચાર્જ) દીવસે સાંભળ્યો કે કીશોરી બદલેલે વેશે ડુંગરરામને સાથે લીધેલ રત્ન કુંવરના દ્વારપર આવી. તેણે ધીરે ધીરે ઘરની સાંકળ ખડખડાવવા માંડી. જ્યાં દ્વાર ઉઘડયું કે ઝટ બન્ને અંદર ગયાં ઘડી ભર પછી કીશોરીયે ધીરસિંહની સંભાળ માટે ડુંગરરામને સમજાવી મોકલ્યો. રત્નકુંવર કીશોરીને વ્હેલી સવારમાં આવેલી જોઇ તાજુબથી પૂછવા લાગી બ્હેન ! જલ્દી કહે આમ કેમ ? તું આંવી રીતે ગભરાટમાં સવાર પડતાંજ કંઇ જરૂરીઆતે આવી છું ? જયા તો સારી છેના ?

એક થંડો શ્વાસ લઇ અશ્રુભરી આંખોએ કીશોરીએ કહ્યું બ્હેન ! જ્યારે દુર્દીન આવે છે ત્યારે ભલે પ્રકારે સુધરેલી વાત વિનાશને પામે છે. કોણ જાણે શા કારણે આજકાલ પરમાત્મા અમારા પર રૂઠયો છે.

રતનકુંવર—ભલી સખી ! સત્વર કહે શું છે ?

**કીશોરી**—વ્હાલી સખી ! શું કહું ? આ આપદાના દીવસોમાં માત્ર તુંજ એક અનન્ય વિશ્વાસનું વિરામવા યોગ્ય સ્થાન છે. બનવાનું તે બની ચુકયું છે.

**રતન**—સખી ! તારે માટે અને રાજકુમારીને માટે હું અહર નિશ મારો જીવ નેછાવર કરવા તતપર છું. તું કહે શું છે? જલ્દી કહે !

**કીશોરી**—બ્હેન શું કહું ? તારાથી કોઇ વાત છાની તો નથી તે દીન જમાની બાબતમાં બાદશાહ બલબહાદુરસિંહ તથા વસંત કુમા-

રીએ જે સલાહ કરી હતી મેં જે તને કહ્યું હતું અને જયાને સાસરે જે પત્રિકા મોકલી હતી તે પણ મેં તને કહ્યું હતું તને યાદ છે ?

રતન— હા હા મને સર્વ યાદ છે પછી !

કીશોરી—પછી શું વીરસિંહજી તો મળ્યા નહિ એમના ન્હાના ભાઈ ધીરસિંહ પત્રિકા વાંચી અહિંની હકીકત જાણી ચાલ્યા આવ્યા અને ફુટીવાવવાળા બગીચાની પાસે ઉતર્યા. હું જયાને લઇ ત્યાં ગઇ બ્હેન શું કહું? કુંવરજી હજી ત્યાં આવી બેઠા છે. અમે અરધી વાત હજુ નિવેદન કરી ન્હોતી કે ઠાકોરે આવી ધીરસિંહને પાછળથી તલવાર મારી અને જયાને ડોળી પર બેસારી લઇ ગયા.

આટલું કહી કીશોરી ધ્રુસકે રોવા લાગી. રતનકુંવર કીશોરી ને છાતી સાથે દાબી કહેવા લાગી—સખી! એતો કહે કુંવરજી જીવતા છે? કીશોરીયે કહ્યું—હા તે તો આખર અવસ્થાએ આવી ગયા હતા પરંતુ પોતાના માતા પિતાના પુન્યે સારૂં થયું. હાલ સારી રીતે શુદ્ધિમાં છે, પણ હાય જયાની શી ગતિ હશે? સખી! હવે મને તારા સિવાય સહાયક કોઇ નથી. જેમ બને તેમ તું સત્વર ગઢમાં જા અને જયાની ખબર લાવી આપ એમ કહી કીશોરી રતનકુંવરના પગમાં પડી ગઇ. રતનકુંવરે તેને ઉભી કરી અત્યંત સ્નેહપૂર્વક હૃદયથી ચાંપીને બોલી—સખી! તું જરા પણ ચિંતા ન કર. હું હમણાંજ જઉં છું. ઘણું કરી જયાને લઇનેજ આવીશ બસ બોલી ન બોલી રતનકુંવર તુરત ગઢી કૂચ કરી ગઇ. ત્યાં જઇ જે જોયું તથા સાંભળ્યું તે પર ઘણીજ ચિંતાતુર તથા ભયભિત થઇ.

ગઢમાં જઇ જોયું તો સર્વના ચ્હેરાપર ઉદાસી છાઇ રહી છે. લોકો બેસતાં, ઉઠતાં, હરતાં ફરતાં એક બીજા સાથ કાનફુસી કરી

રહ્યાં છે. મહેલ અંદર જઇ જોયું તો બલભદ્રસિંહની સ્ત્રી વસંત-કુમારી મહા ક્રોધમાં બેઠેલી છે. એટલામાં બલભદ્રસિંહ પણ એની પાસે આવી બેઠો. અને મહા ઉદાસીથી કહેવા લાગ્યો કે જયાનો તો ક્યાંઇએ પણ પત્તો નથી લાગતો હવે શું કરવું ? આજ સુધી અમારા કુળમાં કલંક ન્હોતું લાગ્યું. આજ ઇશ્વરે આ શું કર્યું ? તે પર વસંતકુમારીએ તડુકીને કહ્યું—મને તો જયાના લક્ષણ કુલક્ષણ આગળથીજ જણાઇ આવ્યાં હતાં પણ આપના ડ-રથી આપ પાસે કાંઇ પણ કહેતી ન્હોતી. શંકા થતી કે આપ મારૂં કહેવું માનો કે ન માનો. વખતે મારાપરજ ઉતરી પડો. બલભદ્રે ઉદાસીથીજ કહ્યું—જ્યાં સુધી તે મળે નહિ ત્યાં સુધી ફાવે તેમ કહી લ્યો. પરંતુ જયાના સુચરિત્ર વિષે મને જરા પણ સંદેહ નથી. ઇશ્વર સર્જીત મનુષ્યોનાં મન ઇશ્વરજ જાણે.

એક વૃદ્ધ સ્ત્રીએ કહ્યું કે બાદશાહે ગુપ્તચરો જયા માટે આલ-મમાં ફેરવ્યા છે; તેણે આવી હરણ કર્યું હોય તો શું આશ્ચર્ય ! કોઇ કોઇને આવી કપટાચરણથી ગઢમાં પ્રવેશ કરીને કે હરકોઇ તદબીરથી જયાને પકડાવીને લઇ ગયું હોય ! આપ જાણો છો કે સિતાજી જેવાં સતિ મહાશક્તિને પણ ઠગ રાવણ હરી ગયો તો બીચારી જયા તો હમણાંની જન્મેલી છોકરી છે ! તે ઝડપી જતાં શી વાર ?

આમ જેના મનમાં જે આવ્યું તે કહેવા લાગ્યા. ઠેકાણે ઠેકાણે એજ ચર્ચા ચાલી રહી હતી. રતનકુંવરે ગઢમાં ચક્કર લગાવી આ નિશ્ચય કર્યો કે જયા ગઢમાં નથી અગર આવવા પામીજ નથી. ધીરસિંહપર તલવારનો આઘાત કરનાર અને જયાને ડોળીમાં

બેસારી લઇ જનાર કીશોરી બલભદ્ર માને છે તે બલભદ્ર નહિ પણ બાદશાહનો કોઇ દૂતજ છળના કરી ગયો છે. કેવળ રતનકુંવરના હૃદયમાં નહિ પણ તમામ ગઢના અને અંતઃપુરના રહેવાસીઓના હૃદયમાં એમજ નકકી થયું કે જયાનો કોઇ બાદશાહનો દૂત ઉપાડી ગયો. બલ્લભદ્રસિંહે જયાની શોધ માટે સેવકોને આજ્ઞા આપી પણ વસંતકુમારીએ તેમાં નારાજી જણાવી. કારણ જણાવ્યું કે જો કદિ બાદશાહી સિપાઇ જયાને લઇ ગયો છે તો તે બાદશાહી પરવાનગી મેળવી આવેલ હશે- આપણા સિપાઇ તેઓની સાથે મળતાં જયાના છુટકારા માટે આવેલા જાહેર પડશે. જરૂર તકરાર રોપાશે. આમ કરીશું બાદશાહી લડાઇ ખરીદી લેશો ? વાસ્તે મારી મરજી છે કે જે આપદામા આપણે ફસ્યાં હતાં તે આપદા આપેજ ટળી છે એમ માનો.

આ વાત સાંભળી બલ્લભદ્રસિંહની ભ્રકુટી ચડી અને નેત્રો લાલ થયાં નસ્કોરાં ફરકવા લાગ્યાં એકદમ ગંભીર સ્વરથી કહ્યું કે આ સર્વ સત્યાનાશનું કારણ તમેજ છો તમારાજ કહેવાપર હમેં જયારૂપી અમૂલ્ય રત્નને ખોઇ દીધું. જયાએ પોતાના પણને નિભાવ્યું છે. હુંજ ખરાબીમાં પડયો છું. અમો ક્ષત્રિને માટે શું આ સામાન્ય અપમાન છે ! આ સમાચાર જયારે રજવાડાઓમાં ફેલાશે ત્યારે તેઓ મને શું કહેશે ? તેઓ આગળ હું શું મોં બતાવીશ ! ભાઇ રત્નસિંહ જે ટેક નિભાવવા પ્રાણની નોંછાવર કરી બેઠા છે. આ બીના જાણી તે મને કેટલો ધિક્કાર આપશે ! ચાહે મારૂં સર્વસ્વ વિનાશને વાબે થાય પણ આવડું મોટું અપમાન કદી સહન કરી શકીશ નહિં.

અહિંઆં વાદવિવાદ ચાલી રહયો છે. રતનકુંવર ચુપાચુપ ગઢમાંથી નિકળી પોતાના ઘર તરફ આવી. જ્યાં કીશોરી અનેક કલ્પનાઓ કરતી બેઠેલી હતી. રતનકુંવરને જોતાંજ તે બોલી—બ્હેન ? કેમ જયા ક્યાં છે ? રતનકુંવરે કહ્યું—બ્હેન જયા મ્હેલમાં નથી અને બલભદ્રસિંહ તેને લઇ પણ ગયા નથી. તારે લોકોએ જયાને લઇ જનારને બલભદ્રસિંહ માનવામાં ભૂલ કરી છે એમ કહી ગઢ તથા અંતપુર અંદરથી જે જાણવામાં તથા સાંભળવામાં આવ્યું તે ક્રમવાર સર્વ કહી આપ્યું. કીશોરી તે સાંભળી અત્યંત વ્યાકુળ થઇ રોવા લાગી રતનકુંવરે અનેક પ્રકારથી તેને શાંત્વન આપી કહ્યું કે બ્હેન ! આ સમય આવી રીતે કાયર થવાનો નથી. ધીરજ ધરવી ઉચિત્ છે જા રાજકુમાર વીરસિંહને આ સમાચાર સત્વર સંભળાવ તે અવશ્ય અમોઘ ઉપાય બતાવશે. કોઇ વાતે તું હેરાન ન થઇશ હું સદા તારી છું. આ ઘર તારૂં છે. સદા કોઇના એક સરખા દીવસો નથી રહેતા જે દીવસ જે પ્રકારનો વીતવો લખ્યો હોય તે દીવસ તેવાજ પ્રકારે વીતે સુર્ય ચંદ્ર જે દેવો છે તેને પણ નકકી તે દીવસે રાહુના આધિનપણામાં આવવું પડે છે. પરંતુ એ પણ સાથેજ છે કે દુખની પાછળ સુખ હોય છે.

આ પ્રકારે શાન્ત્વના મળ્યા છતાં પણ કાંઇક ઢચુપચુ હૃદયથી કીશોરી કરૂણાજનક કંઠે કહેવા લાગી બ્હેન ! હવે મને જીવવાની તથા સુખ જોવાની લાલસા નથી બસ એકજ લાલસના છે કે પ્યારી જયાને હું જોઇ લઉં અને મારા દેખતાં વીરસિંહ સાથે તે પરણે. આ બોલવું પુરૂ થતાં ન થતાં પુનઃ તે રોવા લાગી.

રતનકુંવરે તેને બાથમાં ઘાલી દયાર્દ્ર ચ્હેરે અને નરમ વચને સમજાવી કહ્યું—નક્કી સમજ જયાનું હવે શુભજ થવાનું છે તારી લાલસા ટુંક મુદતમાંજ ફળીભૂત થશે એમ મારો અંતરાત્મા કહે છે. જા ત્યાં ધીરસિંહ તથા ડુંગરરામ તારી આવવાની આશાએ ટગમગતા બેઠા હશે. અહિં દેર લગાવવી ન જોઇએ. જો ! દીવસ બે પ્હોર વીતવા આવ્યો.

કીશોરી કાંઇક હિંમતમાં આવી બોલી બ્હેન ! હવે હું જાઉં છું. લલાટે લખ્યું હશે તો ફરી તને મળીશ. નહિ તો આજ અંતનો મેળાપ છે.

આ ઓછાપણનાં વાકયથી રતનકુંવરનું હૃદય કરૂણાથી હબકી ગયું-ગદ્દગદિત્ કંઠે બોલી—સખી ! આ શું બોલે છે ? ચાલ હું પણ આવું છું તને એકલી જવા દેવા હવે મારૂં મન ચ્હાતું નથી. કીશોરીએ તેને સાથે ન આવવા ઘણી વિનવી પણ રતનકુંવરનું કહેવું ઉપલક ન્હોતું. રતનકુંવરનો નિશ્ચય ફરયો નહિ, કીશોરી હઠથી લાચાર પડી. છેવટે બન્ને એ તરફ રવાના થયાં કે જયાં ડુંગરરામ તથા ધીરસિંહ રોકાઇ રહ્યા છે.

## પ્રકરણ ૧૭ મું. પવિત્ર વાર વચમાં પ્રેમ પરપોટો.

દૂરથી બે સ્ત્રીઓને આવતી જોઇ ધીરસિંહને નિશ્ચય થઇ ગયો કે જમા સાથે કીશોરી આવી ચૂકી. જોતાંજ ધીરસિંહે એકલા પડી કરેલી કલ્પનાઓ એકદમ જતી રહી અને એવી ઉત્કંઠા તથા ઉસન્નતા ઉપજી કે ધીરસિંહને આઘાતનું દુખ વિસ્મૃત થયું અને એકદમ દોડી કીશોરીની પાસે ગયો. ધીરસિંહને આવતો જોઇ કીશોરી રોઇ પડી. કીશોરીને રોતી જોઇ ધીરસિંહે ગભરાઇ પૂછ્યું—

કેમ રાજકુમારી ક્યાં છે ? અને કેવી હાલતમાં છે ? કીશોરીએ ઉત્તરમાં રતનકુંવરનું મ્હેલમાં જવું અને તેણે આવીને જે ખબર આપ્યા તે સર્વ કહ્યા. રતનકુવરે પણ જે જોયું હતું તથા સાંભળ્યું હતું તે કહ્યું. આ હકીકત સાંભળી ધીરસિંહ અત્યંત વિસ્મિત અને દુઃખિત થયા અને થોડીવાર નિઃશબ્દ રહી બોલ્યા એવો છળી દુષ્ટ કોણ હતો ? કીશોરીએ કહ્યું—હું તો એવું એવું અનુમાન કરૂં છું કે એ સરફરાજખાં અગર એનો કોઇ પણ સાક્ષી હશે જે સમયે તે જયાને લઇ ચાલ્યો ત્યારે તેણે આણી તરફના જંગલની રાહ લીધી. તેજ વખતે મને સંદેહ તો ઉપજ્યો પણ કોણ જાણે એવું જાદું સરખું આચરણ કર્યું કે હું વિશ્વાસમાંજ રહી ગઇ. જો કદી તેને બલભદ્રસિંહ ન માનતી તો તેજ વખતે હું તેને તલવાર ચલાવવાનો અને છળ કરવાનો બદલો આપત. પણ શું કરૂં એ વખતે મારી બુદ્ધિ પર પડદો પડી ગયો.

ધીર૦—સરફરાજખાં કોણ ?

કીશોરી—બાદશાહનો સેના નાયક જે દુષ્ટે અમને વાટમાં રોકયા હતા અને વીરસિંહજી સાથે જેનું યુદ્ધ થયું હતું. વીરસિંહના ઘાથી જે ચોટ ખાઇ પડયો હતો તે. આ વખતે ઓળખાઈ આવ્યો હોત તો શું આ બાળા તેને છોડી આપત ? પણ ભાવી પ્રબળ !

ધીર૦—તમે ધીરજ રાખો હું હમણાંજ જઇને એ નીચેને એની નીચતાનો બદલો આપી રાજકુમારીને લઇ આવું છું. ક્યાં જનાર છે ?

કીશોરી—કોણ જાણે આ સમય વિધાતાની કેવી મરજી છે

અને અમ લોકોના કેવા કઠિન દીવસો છે કે જેની છાયામાં જઇએ છીએ. તેનેજ અમારે કારણે દુઃખ ઉઠાવવું પડે છે.

ધીર૦—એતો સંસારનો ઢંગજ છે પરંતુ મનુષ્યે તેથી પોતાનો જીવ હલકો ન બનાવવો જોઇએ ઇશ્વરની મરજીથી મનુષ્ય પોતાના પાપ પુન્યનો બદલો ભોગવેજ છે પરંતુ તેના નિવારણનો ઉપાય કરવો એ મનુષ્યનો ધર્મ છે. પ્રયત્ન મનુષ્યને હાથ અને ફળ ઇશ્વરને હાથ છે. જેમાં મનુષ્યથી કાંઇ પણ ફેરફાર થાયજ નહિ.

કીશોરી—જે થવાનું તે થયું. પણ હાલ હું હાથ જોડી અરજ ગુજારૂ છું કે આપ એ દુષ્ટ છળ પ્રપંચીનો પીછો ન લેશો. જુઓ! આજ સુધી અમલોકોને માટે આપના ભાઇ કેવાં કેવાં દુઃખો ભોગવી રહ્યા છે. દુરસ્ત છે કે આપ અજમેર પધારી આપના માતા પિતાની છાતી ઠંડી કરો. હાય! જે માબાપની આંખોનો તારા આજ કાલ અલગ થયા છે તેનું હૃદય શું કહેતું હશે? અને અમે અભાગીઓને તે શું કહેતા હશે?

ધીર૦—આપ કેમ આમ આપનો જીવ હલકો બનાવી રહ્યાં છો અમે ક્ષત્રિ છીએ રણક્ષેત્ર ચાહવું. અશરણને શરણ આપવું એજ અમારૂં કર્મ છે. અમારો જન્મ માર કાપને માટેજ થયો છો તથાપિ હાલ અમારે માટે એવી કોઇ પણ વાત નથી કે જે વાસ્તે આપ આટલાં બધાં ગભરાઈ રહ્યાં છો. આપ આ વાત નિશ્ચય જાણજો કે રાજકુમારીને તે દુષ્ટે કોઇ વાતનું કષ્ટ નહિં આપ્યું હોય, અને ન એને પાંખો છે કે જે વડે તે દીલ્લી પ્હોંચી ગયો હોય, અને ન એની પાસે એવી સેના છે કે જેથી કોઇ પણ પ્રકારે એનાથી મુકાબલો કરવામાં અમે ઓછા રહીએ. આટલું કહી ધીરસિંહ એકદમ

ઉભો થયો અને ડુંગરરામને કહ્યું—મીસરજી ! આપને મારી એટલી વિનંતી છે કે જ્યાં સુધી હું ફરી ન આવું ત્યાં સુધી આપ આમને સંભાળજો.

આ સાંભળી કીશોરી ફરી જવાનું નામ દઈ રોવા લાગી અને ડુંગરરામના પગ પર શીર રાખી વિલાપ કરી કહેવા લાગી કે આપ રાજકુમાને ન જવા દેશો—કીશોરીની આ હાલત જોઈ ધીરસિંહની પણ ધીરજ જતી રહી અને વિશાળ નેત્રોમાંથી ડબડબ આંસુ વહેવા લાગ્યાં.

કીશોરી અને ધીરસિંહને આવી રીતે હૃદય હારણ અને ઉદાસ જોઈ ડુંગરરામે કહ્યું—કુંવરજી! આપ ક્ષત્રિય છો આ સમયે આપે અધિક ન થવું જોઇએ. કહ્યું છે કે “ ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી, આપત કાળ પારખીએ ચારી ”

ન્યાય નિભાવવા આપ આપતકાળમાં ધીરજ ન છોડો અને આમને ધીરજ આપો. ઇશ્વરની લીલા અપરમપાર છે કોણ જાણે તે શું કરે છે મારી એ વિનંતિ છે કે હું તો હું બ્રાહ્મણનો પુત્ર પરંતુ આપ ક્ષત્રિઓનુંજ અન્નપાણી ખાધું હોવાથી આજ્ઞા હોય તો એ દુરાચારીથી રાજકુમારીને એકલો જઇ છોડાવી લાવું મને એમ સાવ બ્રાહ્મણજ ન સમજશો. વીર બ્રાહ્મણ જાણજો.

દુષ્ટ યવન જેણે કુપાઇને દગો કર્યો તેને હાર ખવરાવવી કઇ મોટી બાબત છે ! જે કપટી પ્રપંચી હોય છે તે વીર અને સાહસી નથી હોતા. વીર પુરૂષ સદા નિષ્કપટી અને સાહસી છે. નીચપ્રકૃતિનાં માણસો દુષ્ટ કર્મના ભારથી એવા દબી જાય છે કે એનાથી નથી જલ્દી નાસી શકાતું કે નથી લડી શકાતું. એતો

મને નિશ્ચય છે કે તે એકલો અગર બે ચાર સિપાહીઓની સાથે હશે ઘણે દૂર પણ નહિ જઇ શકયો હોય.

ડુંગરરામના આ શાંન્તત્વ યુકત વીર વાકયો સાંભળી ધીરસિંહના હૃદયમાં અને સર્વાંગમાં વીજળી સમાન કોઇ શકિત ફરી વળી. રૂમાલથી મોં લુઇ ધીરસિંહે કહ્યું—મીસરજી ! આપ આમને સંભાળજો હું જાઉં છું તે દુષ્ટને મારી રાજકુમારીને લઇ આવું છું. બસ આપ આ દિવસને દુખના દીવસનો છેલ્લો દીવસ માની લ્યો.

આટલું કહી ધીરસિંહ જ્યાં ઉઠવા જાય છે કે કીશોરીએ હાથ જોડી નીચું શિર કરી ડુંગરરામ પ્રત્યે કહ્યું—મહારાજ આપ આ સમય કુંવરજીને ન જવા આપો. જુઓ હાલ એમની કેવી દશા છે ? કુરતા વાપરતાં જે નામોમાં ધુળ પડી છે એવા યવને શરીરને જખમી કર્યું છે. હાલ એમનામાં એવી શાન્તી કયાં છે કે નિર્દયની પાછળ જાય.

ધીરસિંહે કહ્યું—આ સમય મને ફકત બે વાતની ચિંતા છે કે કુમારી જયા કયારે મળશે ? અને કીશોરી બાળા કયાં હશે ! મારા શરીરની તો કાંઇ ચિંતા નથી. શા માટે વ્યથ હઠ કરોછો !

આ વાતના ઉત્તરમાં ડુંગરરામ કાંઇક કહેવા ચાહતો હતો કે રતનકુંવરે કહ્યું—કીશોરી બાળા મને મારી બ્હેનથી અધિક છે. ચાહે તો ઉમ્મરભર મારે ત્યાં રહે કોઇ વાતની તકલીફ નહિ પડે. અને તેના રહેવાની કોઇને પણ ખબર નહિ પડે. રતનકુંવરના કહેવાને ટેકો આપી ડુંગરરામે પણ કહ્યું—હા ! એમાં કાંઇ પણ સંદેહ નથી. અમે લોકો રહેતાં કીશોરી તરફની આપને શી ચિંતા છે !

રતનકુંવર અને ડુંગરરામની વાત સાંભળી ધીરસિંહને ધીરજ આવી અને ડુંગરરામને થોડીક અશરફીઓ આપી રતનકુંવર તરફ જોઇ હાથ જોડી કહ્યું- હવે આમને આપને સોંપી હું જાઉં છું જ્યાં સુધી હું ત્યાંથી કામ કરી ન આવું ત્યાં સુધી આમને કાંઇ પણ ઇજા ન પહોંચે આટલું કહી કદમ ભરવા ચાહે છે કે કીશોરીએ પણ ઉભી થઇ હાથ જોડી કાંઇ કહેવા ધાર્યું પરંતુ આ અસ્ફુટ અક્ષરો સિવાય કાંઇ પણ ન કહી શકી હ...હ...વે...દા...

ધીરસિંહ વચમાંજ બોલ્યો--ડુંગરરામજી ! જુઓ ! સ્ત્રીઓનો સ્વભાવ આપ જાણો છો સવાર પડવા તઇયારી છે વાસ્તે વ્યર્થ વિલંબ કરવો ઉચિત નથી. કેમકે અહિં હવે હું જેટલો વિલંબ કરીશ તેટલો ત્યાં દુષ્ટને આગળ વધવાનો લાભ મળશે અને રાજકુમારીને એટલું વધારે કષ્ટ પડશે રતનકુંવર ! હવે તમે કીશોરીને ગુપ્ત વેશથી રાખજો શાન્ત્વન આપતાં રહેજો. બલભદ્ર સિંહને પતો ન લાગે તેમ કરજો ડુંગરરામે કહ્યું–ફીકર તજો હું કીશોરીને ગુપ્ત પણે રાખવાનો બંદોબસ્ત કરીશ ધીરસિંહે પોતાના ઘોડાનો તંગ પોતાના હાથથી ખેંચી, સમાન બરાબર કસી એક પગ રકાબપર તથા એક પગ ધરતીપર રાખી ગદગદ કંઠે કીશોરીને કહ્યું–વિદાય થઇ ચાલુ છું પરન્તુ જીવ નથી ચાલતો ચાલ્યા વિના છુટકોજ નથી જેથી જેથી ચાલુ છું આપ ધીરજ રાખજો ઇશ્વર બહુ જલદીથી આપને ભેટ કરાવશે

આટલુ કહી ધીરસિંહે ભર નજરથી કીશોરીને જોઇ એ સમયનું જોવું કાંઇક એવું વિચિત્ર હતું કે જેનું વર્ણન કરવામાં કલમ અશક્ત છે કદી રસજ્ઞ પાઠકોનિજ રસજ્ઞતાથી તે ચિતવનનું સ્વયમ

અનુમાન કરી શકે તો કરી શકે બસ એજ ચિતવનનું અવલોકન કરતાં કરતાં ઝટ ધીરસીંહે ઘોડાપર સ્વારથી સહેજ એડીનો ઇસારો આપ્યો કે ઘોડો જોતા જોતામાં નજરથી ગુમ થયો.

કહેવાય છે કે એકચિત એકજ તરફ રહી શકે છે; પરંતુ એ સમય ધીરસિંહ ઘોડાને હાંકતો, આ તરફ જોતો કિશોરી કાજે કાંઇ ધારતો જયાનું દુખ વિચારતો પોતાના માત પિતા તથા ભાઇને સંભાળતો, વિગેરે અનેક બાજુ ચિત ચલાવતો જતો હતો.

## પ્રકરણ ૧૮ મું—સરફરાજખાંનો શિરછેદ

વીરસિંહથી, યુંદ્ધ ક્ષેત્રમાં સરફરાજખાં જયારે હારખાઇને આઘાત પામી પડયો હતો; ત્યારે તેના સાથી તેને રણભુમિમાંથી ઉઠાવી એક નિર્જન વન સ્થળમાં લઇ ગયા તેજ સ્થાનમાં તેના આઘાત પર મલમ પટ્ટી કરી. થોડીક ક્ષણો ઉપરાંત જયારે ચેતના પામ્યો ત્યારે, તેણે તુંર્તજ એક મનુંષ્યને જયાની શોધ લાવવા મોકલ્યો અને પોતપોતાના સાથીઓ સાથે એજ સ્થાને રોકાઇ રહ્યો. કેટલાક દીવસો ઉપરાંત મોકલેલ દૂત આવ્યો અને જયાન પુરેપૂરા સમાચાર સંભળાવ્યા. જયારે સરફરાજખાં એ સ્થાનથી પડાવ ઉઠાવી જેસલમેર પ્હોંચી બલભદ્રસિંહના ગઢની પાસે વેશ બદલાવી પોતાના સેવકો સાથે જઇ રહયો અને પોતાના એક સેવકને કોઈ ધંધાથી બલભદ્રસિંહ પાસે નોકર રખાવી દીધો.

એક દીન કીશોરી અને જયા ઘરથી નિકળી ધીરસીંહ પ્રત્યે આવતાં હતાં તે દીને એક દાસીએ એને ચોકાર્યો હતો તે દાસી સરફરાજખાંના સેવકથી મળેલી હતી. તેજ વેળાયે તે દાસીએ યવન સેવકને જઇ જયા નીકળવાની વાત કહી. યવન સેવકે જઇ, સરફ-

રાજખાંને કહ્યું કે જયા અને કીશોરી હાલ કંઇક ગઢ બહાર ગયાં છે.

એટલુંજ સાંભળતાંજ સરફરાજખાં ચોકી ઉઠયો અને ઘણીજ ફુર્તીથી એક ડોળી તથા ચાર કંહારોને સાથે લઇ એક જંગલમાં જઈ પહોંચ્યો કે જ્યાં જયાં કીશોરી અને ડુંગરરામ વાતો કરી રહ્યાં હતાં. એ સમયે ચંદ્રમાનો કંઇક ઉદય થયો હતો જેથી ઝાડોની વચ્ચે અંધારૂં છવાયલું હતુંજ સરફરાજખાં પોતાના પગને ડબાવતો ધીરે ધીરે આમ તેમ જોતો ક્યારેક ધુટણભર થઈ જતો જ્યારે ઝાડો વચ્ચે થોડોક દૂર પહોંચ્યો કે મનુષ્યની ધીમી ધીમી બોલ ચાલનો સાદ તેને કાને પડ્યો તે ત્યાંજ ઉભો રહયો. સાદ કઇ બાજુથી આવે છે તે કાન માંડી સાંભળવા લાગ્યો અને વિચારી તપાસવા લાગ્યો જ્યાં તેને પતો લાગ્યો કે તુરત અત્યંત સાવધાનીથી જયાં જયા વિગેરે વાત કરતા હતા ત્યાં ધીમે ધીમે જઇ પહોંચ્યો. જરા દૂર તેઓ જોઇ શકાય અને શી વાતો કરે છે તે પુરેપુરૂં સાંભળી શકાય તેટલે દૂર એક ઝાડની ઓથે દબાઇ ઉભો રહયો. જોતાં જણાયું કે બે સ્રીઓ નીચુ માથુ કરી વાતો કરતી બેઠી છે. એક શિલાપર એક જુવાન પુરૂષ સ્રીઓથી કંઇક છેટે સ્રીઓ સાથે વાતો કરતો બેઠો છે. અને એઓથી થોડેક છેટે એક પુરૂષ કંઇક વિચાર કરતો બેઠો છે થોડીકવાર સરફરાજખાં જયા કીશોરી અને ધીરસિંહમાં થતી વાત ચિત સાંભળી અને જ્યારે એને પકકો નિશ્ચય થઇ ગયો કે અહિંજ જયા છે ત્યારે એણે વિચાર્યું કે જો આ સમય પ્રગટ થઇ હું તેઓની પાસે જઉ તો કદાચ કોણ જાણે કેવું પરિણામ આવે. એથી એણે ઠાવકી રીતે બલભદ્રસિંહનુ રૂપ બતાવ્યું એણે

પાછળ જઈ ધીરસિંહપર તલવાર ચલાવી આ તલવાર પુરી બેઠી તો નહિ તોપણ એટલી તો લાગી કે ધીરસિંહ મોંભર ઉંધો જઇ પડયો. તુરત સરફરાજખાંએ ફુર્તિથી પાસે જઇ જયાને બલભદ્રસિંહના રૂપમાં એવો દાબ દીધો કે સર્વપર એનો રૂઆબ બેસી ગયો. ફુર્તીપર ફુર્તિ વાપરી એણે જયાને ડોળીપર બેસારી જંગલની વાટ પકડી. થોડેક દૂર જઇ તે નગરના સીમાડાપર પહોંચ્યો અને એ જગોએ રોકાવાને તે ચાહતો હતો કે ત્યાં થોડાક માણસોને બેઠેલાં જોયાં એકદમ જંગલને બીજે મારગે ચાલી નિકળ્યો અને આખી રાત એ જંગલી રસ્તો દોડી દોડીને કાપ્યો.

સવાર થતાંજ એક ગામડે જઈ પહોંચ્યો ગામડાથી થોડે દૂર એક સુના મેદાનમા ડોળી રખાવી અને પોતાના સાથીઓને કહ્યું કે તમે દીશાપાણીથી નચિંત થઇ જાઓ. ત્યારબાદ એક આદમીને ગામડામાંથી અગ્નિ લાવવાને મોકલી પોતે ડોળીની પાસે જઇ બેઠો તે સમગે બીચારી જયા ભય અને દુઃખની મારી એવી વિહ્વળ અને વિકળ થઇ રહી હતી કે જેમ પારધીની જાળમાં મૃગલી સરફરાજખાંએ અતિ નમૃતા પૂર્વક જયાને કહ્યું કે હવે આપે ધિરજ ધરવા સિવાય બીજો એકે ઉપાય સોચવો નહિ. મુનાસબ છે કે શાન્ત પડો અને એ નિશ્ચય રાખો કે પરમેશ્વરે તમારા નસીબમાં બાદશાહ અલ્લાઉદીનનાં બેગમ સાહેબ થવાનું લખી દીધું છે તે થશેજ. મને આશા છે કે આજની રાત આપને ઘણીજ કષ્ટની વીતી છે તો હવે ડોળી પરથી ઉતરી, હાથ મોં ધોઇ પોતાનું ચિત્ત ઠેકાણે કરશો.

સરફરાજખાંની આ વાતો સાંભળીને જયા જે ચુપાચુપ બેઠી

હતી તે એકાએક બગડીને રોવા લાગી. જેમ જેમ સરફરાજખાં એને સમજાવતો હતો તેમ તેમ વધારે કાયર થઇ તે રોવા અને બડબડવા લાગી.

જે માણસ ગામમાં અગ્નિ લેવા ગયો હતો તે પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે હું હમણાંજ ગામના લોકોથી સાંભળી આવ્યો છું કે બાદશાહને શિકારમાં શેર ઉઠાવી ગયો. આટલું સાંભળતાંજ સરફરાજખાંના મસ્તકપર જાણે આકાશ તુટી પડયું. એનું આખું શરિર કાંપવા લાગ્યું અને આંખોથી આંસુની ધારા ચાલવા લાગી. પરંતુ આથી જયાના હૃદયમાં ચેતના ભક્તિનો સંચાર થઇ ગયો. મુખપર કાન્તિ ઝલકી નીકળી અને ખુશીની મારી ડોળીપરથી ઉતરી બહાર આવી ઉભી રહી. એ સમયે જયાની છટાને જોઇ જેમ ચંદ્રમાના પ્રકાશથી અંધકારનો નાશ થઇ જાય છે તેમ સરફરાજખાંના ચિત્તથી એકાએક બાદશાહના મરણનું દુઃખ નાશ પામ્યું. ગામડામાંથી ખબર લઇ આવેલ પાસે ઉભેલ મનુષ્યને ડોળીના કંદહારો જ્યાં બેઠા હતા ત્યાં જઇ બેસવા આજ્ઞા આપી. તેના ગયા બાદ વિચાર્યું કે જે બાદશાહને માટે મેં આટલું સંકટ સહ્યું તે તો આ લોકથી સિધાવી ગયા તો હવે આ અમૂલ્ય રત્ન કે જેને મહા પરિશ્રમથી ઉપાર્જિત કરેલ છે તેને વાસ્તે મારા હૃદયથી ધારણ ન કરૂં! "એવું વિચારી એણે જાર નજરથી જયા તરફ જોયું કે તુરત હૃદયનું પાપ વિષ અંગોઅંગમાં પ્રસરી ગયું. આંખમાં પાણી આવી ઝાંઝવાં વળ્યાં. અવાક થયો. કંપી રહેલા શરિરે વારંવાર જયા તરફ જોવા લાગ્યો. કામદેવે દૃષ્ટને એવી વિહવળ કરી દીધો કે એકી સાથે એની સુધ બુધ ઉડી ગઇ. ઉન્મત જેવો બની ગયો.

સરફરાજખાંની આવી અવસ્થા જોઇ જયા એના હૃદયનો ભાવ જાણી ગઇ. જેમ જેમ એના મુખની આકૃતિ બદલાતી ગઇ તેમ તેમ જયાની પણ બદલાતી હતી. જ્યાં એણે જયાના પ્રત્યે પ્રેમ સંબોધન કર્યું કે સાથેજ જયાના હૃદયની અગ્નિ ભભકી ઉઠી. ચૈતન્ય પામી તુરતજ જયાએ પોતાનો અંચલો કમરપર વીટયો. જોતા જોતામાં સરફરોજખાંની તલવાર જે સરફરાજખાંની પાસે પડી હતી તે ઝડપ કરીને લઇ લીધી અને તે ખેંચીને તે પર ધસી. એ સમય જયાનો વિચિત્ર રંગ ઢંગ દીસતો હતો. કમરમાં ફેંટાબંધ, હાથમાં નગ્ન ખડગ, નેત્રોમાં લાલિ, કંપતા હોઠ, ફરકતાં નસકોરાં ડાબો પગ આગળ વધારેલ વારંવાર ફુંફવાટા મારી રહી હતી. આવી વિક્રાળ મૂર્તિને જોઇ સરફરાજખાં દિગ્મૂઢ બની ઉભો જ રહ્યો. એક ક્ષણ પછી વિચાર કરવા પામ્યો કે જયાપર ઝડપ કરી પકડી લઉં પરંતુ તેજ ક્ષણે એનીજ સંહારકારિણી તલવારનો એકજ પ્રહાર જયાએ એવા જોરથી અને કળથી કર્યો કે રૂંડથી મુંટ અલગ જઇ પડયું.

## પ્રકરણ ૧૯ મું. લક્ષમાં લેવા યોગ્ય લેખ:

એ તો પાઠકોને યાદ હશે કે ચાલતી વખત કુંવર ધીરસિંહ પોતાની સાથે અદેલીના સવારો પણ લેતા આવ્યા હતા. અને એમને નગરને સીમાડે જંગલમાં રાખી આવ્યા હતા. ધીરસિંહે ત્યાં જઇ પોતાનાપર બનેલી બીના તેઓને કહી સંભળાવી. આ બીના સાંભળી તેઓએ કહ્યું—કુંવુર સાહેબ આપના પધાર્યા પછી થોડાક સમય બાદ એક ડોળી સાથે બે ચાર મનુષ્યો અહિં આવ્યા હતા કોણ જાણે શા કારણથી તેઓ અહિંથી પાછા વળી ગયા અને આ

સામે દેખાય તે જંગલની રાહ લીધી.

આટલું સાંભળતાંજ ધીરસિંહને નિશ્ચય થઇ ગયો કે એ ડોળી જયાનીજ બસ. તેજ ક્ષણે સવારોને સાથે લઇને ડોળી જે તરફ ગઇ તે તરફની વાટ પકડી. મનમાં વિચાર્યું કે એઓ એક દીન રાતમાં કેટલેક દૂર જઇ શકયા હશે? હમણાજ પકડી પાડશું અમે ઘોડાપર સવાર અને તે પેદલ છે. પરંતુ એ સ્થાન એવું ન હતું કે ઘોડા પુરપાટીયે દોડાવી જવાય. એ જંગલમાં જંગલી ઝાડોથી બચતા ખાડાઓ અને ટેકરા સંભાળતા કયારેક ઘોડાની પીઠપર ઝુકી જતા સુઇ જતા પસાર થઇ શકતા હતા. થોડીક વાર ઉપરાંત રાત્રીનો અવસાન અને સુર્ય ઉદયનો સમય થઇ આવ્યો. હવે માર્ગ અચ્છી રીતથી સુજવા લાગ્યો. અને એવું મહાન વન પણ ન રહ્યું કે જેવું પાછળ ઓળંગ્યું હતું. પડી ગયલાં જંગલી વૃક્ષો પણ વાટમાં આડાં આવતાં ન્હોતાં. ફકત આંબા આંબલીનાં વૃક્ષો, માર્ગના કીનારાપર ઉભાં હતાં ડાબી જમણી બન્ને બાજુ વાવેલાં ખેતરો દ્રષ્ટિએ પડતા હતાં હવે. તો અચ્છી રીતે ધીરસિંહ અને તેના સવારો આમ તેમ જોતા પુરપાટીયે ઘોડા દોડાવી જતા હતા. એક પ્હોરનો પંથ એક ઘડીમાં કાપતા જતા હતા. એમ એક પ્હોર દીન ચડતાં ચડતાં થોડેક દૂર મનુષ્યોની વસ્તી દેખાવા લાગી. પાઠક ગણ એમ ન સમજે કે એ વસ્તી કાશી કાનપુર કે મુંબાઇ મદ્રાસ જેવી હશે. આ કાંઇક વિચિત્ર વસ્તી છે ખેતરોથી કાંઇક છેટે ફળોનાં વૃક્ષો છે અને એ વૃક્ષો પાસે માટીની ભીંતોપર દાભડો નાંખેલ છાપરાં છે. પછવાડે એક એવુંજ લાંબુ એક ઢાળીયું ગૌશાળા તરિકે કામ આપે છે. એની સામે ફળીયામાં ગોબ-

રના ઢગલા, કયાંઇક પું આરના ઢગલા, કયાંઇક કંઠીના ઢગલા, છાપ-રાની ભીંતો પોતની માટીથી પોતેલી, જેનાપર ગેરૂઆદિ માટીના રંગનાં ચિત્રો, શોભામાં મરચાંનાં તોરણ, મકકાઇના ડુંડાનાં ઝુમરો છાપરાપર કોળાનો તથા કદુની વેલો, એક ખુણે ધમધમતો અગ્નિ આડી અવળી ઢાળેલી ચાર પાઇઓ. જ્યાં ધીરસિંહ એ ગામડામાં જઇ પહોંચ્યો કે તુરત આશ્ચર્ય પામતાં છોકરાંઓ દોડી આવ્યાં અને સાથેજ નાનાં છોકરાંઓને કાખમાં તેડેલ તેની માતાઓ આવી ઉભી તે પણ આશ્ચર્યથી જોવા લાગી. એના વિકાર રહિત જોતામાં કાંઈક વિચિત્રતા છે. એના જોવામાં કટાક્ષ શબ્દનો પ્રયોગજ ન થઈ શકે, તેમની લાજ ભરી હાસ્ય ભરી તાક નથી. તેમાં બનાવટી લજ્જા નથી. અદ્નપદ ચિત્ત આકર્ષકરૂપ નથી. પરંતુ સર્વોત્કૃષ્ટ સરલ અને પાપ રહિત હૃદય એનીજ પાસે છે. કયાંઇક ખેડુતો કાંધ પર ચોફાળ કે કામળ નાંખી એક હાથમાં નારીએરનો હુકકો રાખી બળદની જોડને આગળ લઇ ખેતરની તરફ જઇ રહ્યા છે. ધીરસિંહ એક સ્થાનપર ગયો કે જ્યાં અગ્નિ પાસે કોઇએક તમાકુ પી રહયો છે, કોઇ રસ્સી વણી રહયા છે. કોઇ બળદનો ચારો કાપી રહયો છે ધીરસિંહને જોઈ સર્વ ઉભા થયા અને ઝુકી ઝુકી સલામ કરવા લાગ્યા. ધીરસિંહે ઘોડો રોકી પુછ્યું અહિંથી કોઇને જતા જોયા ?

સાંભળીને બેએક તો ચૂપ રહ્યા. પણ એમાંથી એક ઘરડાએ કહ્યું–હા સરદાર સાહેબ! ચાર પાંચ મુસલમાન એકજ નાની ડોળી લઇ ગયા ખરા.

**ધીર૦** તે લોકો ક્યાં રોકાયા હતા ?

ખેડુત—રોકાયા તો ન્હોતા. એમાંથી એક માણસ આગ લેવા આવ્યો હતો.

ધીર૦ શું એણે કહ્યું હતું કે ક્યાંણે ગામ જઇએ છીએ ?

ખેડુત—હા કહ્યું હતું કે બાદશાહ પાસે દીલ્હી જઇએ છીએ ?

ધીર૦ બીજુ કંઇ કહ્યું હતું ?

ખેડુત—ના ના જ્યારે અમે કહયું કે બાદશાહને તો, પોતે શિકારે ગયા હતા, ત્યાંથી શેર ઉઠાંવી ગયો; એમ સાંભળવામાં આવ્યું છે ને ? આ સાંભળી તે તુરત કાંઇ પણ બોલ્યા વિના ચાલ્યો ગયો.

ધીર૦—બાદશાહની આવી વાત તમે કયાંથી સાંભળી ?

ખેડુત—કાલ એક સાંઢણી સ્વાર આવ્યો હતો તે કહેતો હતો.

ધીર૦-તે મુસલમાનો કઇ તરફ ગયા ? અને કેટલીવાર થઇ ?

ખેડુત-ઓલે મકઇને શેઢે શેઢે ગયા. હમણાંજ ગયા છે.

આટલું સાંભળી અનેક પ્રકારના તરંગોમાં હિંચોળા ખાતો ધીરસિંહ સવારો સાથે થોડે દૂર પહોંચ્યો હશે કે એક ઝાડી નજરે પડી ધીરસિંહે પોતાના સવારોને આસ્તે ચાલવાની આજ્ઞા આપી. પોતે પણ ધીરે ધીરે ચાલવા લાગ્યો. આગળ ચાલવા લાગ્યો કે ધીરસિંહનો ઘોડો ચમકયો ઘોડો ચમકતાંજ ધીરસિંહ પણ ચમકયો આમ તેમ જોઇ ઘોડો ચમકવાનું કારણ નજરે ન પડતાં ઘોડો આગળ ચલાવવા ચાહે છે કે સામે એક મુડદુ નજરે પડયું. મુડદાને જોઇ ધીરસિંહ એકાએક ચોંકયો, ઘોડો ઉભો રાખી નીચે ઉતરી મુડદાવાળા સ્થાને જુએ છે તો રૂંડથી મુંડ અલગ પડયું છે, ધરતી રક્તથી ભીંજાયલી છે. એક તલવાર પણ પડી છે અને

ઝાડીમાં જરા છેટે એક ડોળી પડી દેખાય છે. એકદમ ધીરસિંહ તે ડોળી તરફ ગયો. પરડો ઉઠાવી જોતું તો એમાં કોઇ ન્હોતું. કેવળ એક ઓઢણી કે જે જયાએ ઓઢેલી હતી તે ગોટો વાળેલી ખચિતથી રાખી હોય તેવી પડી હતી. ધીરસિંહે એ ઓઢણી ઉપાડી લીધી. ઉખાળી જોયું તો તેમાં જયાનાં રત્નજડિત આભૂષણો મૂકયાં હતાં અને એક નાનકડી પત્થરની પાટીપર ઠીકરાથી આ પ્રમાણે લખ્યું હતું.

જયા જીવતી છે. દુષ્ટ સરફરાજખાં મારા હાથથી માર્યો ગયો. મેં સાંભળ્યું છે બાદશાહ પણ માર્યો ગયો. પોતાના ભાઇથી મળો અને મારા પિતાજીને લઇ આવો વિલંબ નહિ કરો. મારે માટે કોઇ ચિંતાની જરૂર નથી. હું આ જંગલમાંજ મળીશ.

આ ત્રિચિત્ર લખાણને વાંચી ઘોડાનો ટેકો લઇ હાથપર માથું રાખી કંઇ વિચારી જયાના આભૂષણોને થેલીમાં નાંખી પડેલી તલવારને લઇ રખડતા માથાને એક ખાડમાં નાંખી ઘોડાપર સવાર થઇ ધીરસિંહ આગળ ચાલ્યો.

## પ્રકરણ ૨૦મું. પ્રેમપંથી કીશોરી યોગિની.

જે સમયે ધીરસિંહ કીશોરીથી રજા લઇ ઘોડાપર સવાર થઇ વિદાય થયો તે સમયે કીશોરીના હૃદયમાં ચિંતા અને દુઃખનું તોફાન ચઢી આવ્યું. પ્રથમ તો દિગમુઢ બની ધીરસિંહની તરફ જોઈ રહી. જ્યારે ધીરસિંહ તેની દ્રષ્ટિથી બાહેર થઈ ગયો ત્યારે તે વિકળ અને વિહવળ થઈ રોવા લાગી. ડુંગરરામ અને રતનકુંવર તેણે ઘણીજ ધીરજ આપી શાન્ત કરવા લાગ્યાં. પરંતુ તે તેપર કાંઇ ધ્યાન ન આપતાં વધારે ને વધારે રોવા અને વ્યાકૂળ થવા

લાગી. છેવટે રતનકુંવર અને ડુંગરરામે કીશોરીને રતનકુંવરને ત્યાં સમજાવી મનાવી જલ્દી લઈ જવા તૈયારી કરી.

રતનકુંવર કીશોરીને ઘણાજ આદરમાન અને સ્નેહથી રાખતી હતી પરંતુ જયાના વિરહમાં કીશોરી એવી નાઉમેદ અને અચેત થઇ ગઇ હતી કે તેને એક એક ઘડી એક એક વર્ષ સમાન વીતતી હતી.

રતનકુંવર ઘણુંજ ચાહતી હતી કે કીશોરીનો જીવ કોઇ પ્રકારે ખુશામાં રેહે પરંતુ જેમ જેમ દીવસો વીતતા હતા તેમ તેમ કીશોરીની વિચિત્ર અવસ્થા થતી જતી હતી. નતો એને કોઇનું બોલવું સારૂં લાગતું હતું અને નતો કોઈનું સમજાવવું સારૂં લાગતું હતું કોઇ એને સમજાવવા જતું તો એથી એનું દુખ વધતું જતું હતું. તે સદા એકલી બેસી રોયા કરતી. કયારેક નિઃશબ્દ અને નિસ્પંદ થઇ શોચ કર્યા કરતી. નેત્રોથી આંસુની ધારા સુકાતીજ નહિં. કદી કદી કોણ જાણે શાથી કીશોરીના વિરહ પિડિત વદન ચંદ્રપર પ્રસન્નતાની પ્રભા ઝગઝગાટ મારી રહેતી જાણે વાદળની અંદરથી ચંદ્રમાની શોભા દેખાતી હોય નહિં! એક પોતેજ પોતાની વક્ર ભ્રકુટિ વિલાસથી અભિમાન જેવું જણાવતી, કદિ લજાતિ અગર કંઇ ગણગણતી, ચમકી પડતી, આમ તેમ નિહાળતી વિકળ થઇ જતી અને ચીસ મારી રોવાં લાગતી.

કદિ કદિ રતનકુંવર જો એને પોતાની પાસે બેસારતી અને સમજાવતી તો તે સમયે કીશોરી ઉંડો નિસાસો મૂકતી અગર તરખલાં તોડવા લાગતી અને ઘુટણપર કોણી રાખી ધરતીપર લીટાં તાણ્યાં અને થોડીક ક્ષણો બાદ બ્હાનું કાઢી ઉઠી જતી.

કોઈ ખવરાવે તો ખાઇ લેતી, કોઇ પાણી પીવરાવે તો પી લેતી હસવું તો જાણે ભુલીજ ગઇ હતી.

નિદાન એમજ કીશોરીએ કેટલાક દીન રતનકુંવરને ત્યાં કાઢયા એક દીન એણે ચિત્તમાં એવું ધાર્યું કે હવે વ્યર્થ અહિં પડયાં પડયાં દીવસો વીતાડવાથી શું થશે? વાસ્તે ઉત્તમ છે કે ચુપાચુપ અહિંથી નિકળી યોગિનીનો વેશ ધારણ કરી જંગલ પહાડોપર પોતાના દીવસો કાઢવા અગર દીલ્હી જઇ ખ્યારી જયાનો પત્તો લગાવવો, જો જયા દીલ્હી ગઇ હશે તો કોઈ પ્રકારે જોઇ લાઇશ. અને ક્યાંઇક કુંવર ધીરસિંહનાં દર્શન મળી ગયાં તો જીવ ભરીને એના દર્શન કરીને આ પાપમય જગતથી વિદાય થઇ આં દુઃખના બોઝાને માથેથી નાંખી દઈ હળવી થઈ જઇશ.

એવું વિચારી તેજ રાત્રે જ્યારે બધાં માણસો સુઇ રહ્યાં હતાં, સર્વ સંસારમાં નિદ્રાએ પોતાની અખંડ મોહની નાંખી હતી, ત્યારે કીશોરીએ ઝટપટ યોગિનીનો વેશ બનાવી રતનકુંવરને ત્યાંથી નિકળી એજ જંગલની રાહ લીધી કે જ્યાંથી સર્વ લોકોથી વિખુટું થવું પડયું હતું.

## પ્રકરણ ૨૧ મું. જયાને યોગિની મળી.

ઘરથી નિકળી અનેક જંગલ પહાડોમાં ભટકતી ભટકતી અનેક કષ્ટો ભોગવતી કીશોરી મારી મારી ફર્યા કરતી હતી. ન એને દીન હતો ન રાત હતી ન તડકાનું કષ્ટ હતું ન રાતના અંધકારની મુંઝવણી હતી. ન ભુખ હતી ન તરસ હતી, ન સુવું હતું ન ખાવું હતું, ન રસ્તો હતો ન જંગલ હતું ન ઘાટ હતો ન કુઘાટ હતો જ્યાં આંખ લઇ જતી ત્યાં ચાલી જતી હતી એમ

કેટલાક દીવસો રખડતાં રખડતાં કીશોરી એક દીન સંધ્યા સમયે એક પહાડપર પહોંચી તે સ્થાન વનયુક્ત તો હતું પરંતુ વનફળોનાં વધારે વૃક્ષ હતાં અને જળાશય પણ હતું. દીનભરની થાકેલી કીશોરી થોડાંક વનફળ ખાઇ પાણી પી સ્હેજ શાન્તી પામી અને તેજ સ્થાને એક પત્થરપર પડી રહી. પડી પડી પોતાની પૂર્વાવસ્થાનું સ્મરણ કરતી કરતી સુઇ ગઇ.

નિંદ્રાવસ્થામાં એણે સ્વપ્ન જોયું કે મંડળગઢનો મહેલ એકાએક પડવા લાગ્યો. મ્હેલને પડતો જોઇ કીશોરી અને જયા ત્યાંથી ભાગ્યાં ભાગતાં ભાગતાં કોઇ જંગલમાં જઇ ચડયાં. જયા એ જંગલના મધ્યમાં પહોંચે છે કે કેટલાક જંગલી હાથીઓએ આવી ઘેરી લીધાં. હાથીઓનો ઘેરો જોઇ ભયભીત થઇ ભાગવાનો ઉદ્યમ વિચાર્યો પણ ભાગી ન શકયાં. એટલામાં એક પર્વતમાંથી ગર્જના કરતો સિંહ આવી પહોંચ્યો. સિંહ આવતાં હાથીઓનોજ નાશ કરવા લાગ્યો. આ તક સુધી બન્ને ત્યાંથી કોણ જાણે કયાંય નિકળી ગયાં કે જ્યાં એક નદી વહી રહી છે અને એ નદીમાં એક નાનકડું નાવ જોઇ તેમાં બેસી જાય છે કે નાવ ડગમગ્યું નાવ ડગમગવાની સાથેજ જયા નાવ પરથી પાણીમાં જઇ પડી. પડી જવાની સાથેજ એક મગરે તેને ગળી લીધી, એટલામાં ત્યાં એ નદી અને નાવ કોણ જાણે કયાંય સમાઇ ગયાં. કીશોરી એક પહાડપર ઉભી છે. પહાડના શીખરપર ઉભેલી જયા કીશોરીને બોલાવે છે કીશોરી અત્યંત આતુરતાથી જયાને મળવા દોડી. દોડતાં એક પત્થરની ઠોકર લાગતાં તે મોંહભેર જઇ પડી. પડી કે એટલામાં સ્વપ્ન ઉડી ગયું આંખ ખુલી ગઇ. જાગતાં જણાયું કે પોતે જ્યાં સુતી હતી ત્યાંજ સુતી છે.

આ સ્વપ્નને જોઇ કીશોરીનું ચિત્ત જયાની યાદદાસ્તમાં એવું બેશુદ્ધ થઇ ગયું કે કાંઇ પણ :સોચ વિચાર વિના એણે એજ વખતે જંગલની રાહ લીધી. એને એ સમયે એ વાતની પણ કાંઈ ગમ નવ પડી કે હું કયાં જઇ રહી છું. જયાને મળવાની લાલ-સામા નેત્ર જે તરફ લઇ જતાં હતાં તે તરફ જવા લાગી તે સમયે તેને ન એકલાપણાનું જ્ઞાન હતું ન ભય હતો ન કંઇ સોચ વિચાર હતો. કેવળ જયાને મળવાનીજ ઉત્કંઠા હતી. એમ ચાલતાં અરૂણોદય પ્હેલાં કીશોરી એક પર્વત પર પહોંચી. તે સ્થાન મહા રમણિક અને શોભાયુકત હતું જ્યાં અનેક પ્રકારનાં વૃક્ષ ગુલ્મ આદિ તે સ્થાનની શોભા વધારી રહ્યાં હતાં. તે સ્થાનની મધ્યમાં, ફરતી ચક્કર ખાતી, લથડતી એક નદી લ્હેરો લેતી હતી અને શીતળમંદ સુગંધિત સવારનો પવન નવ જોબન શક્તિને લઈ વહી રહ્યો હતો ત્યાં આવી પહોંચી. ત્રિવિધ પવનના સ્પર્શથી કીશોરીના હ્રદયમાં ચૈતન્ય આવી ગઇ. તે એ નદીના તટપર બેસી ગઇ અને હાથ મેં ધોઇ જરા દૂર દ્રષ્ટિ લંબાવી કંઇક જોવા અને વિચારવા લાગી. કોણ જાણે તે શું જોતી હશે અને શું વિચારતી હશે. અચાનક લલિત સુકોમળ સ્ત્રીના સ્વરની ભણક એના કાનમાં પડી. સાંભળતાંજ એની સમાધી સરખી સ્થિતિ બદ-લાઈ અને એક ધ્યાનથી તે સ્વરને સાંભળવા લાગી. તે સ્વર એને કાંઇક એવો રસિલો લાગ્યો કે ઝટ ઉઠી તે સ્વરને અનુસરી ચાલી. જેમ જેમ આગળ વધતી હતી તેમ તેમ શબ્દ સ્પષ્ટ થતા જતા હતા. એથી આગળ જતાં એને કાને સ્વર સંયુકત શબ્દ કાને પડયા કે—" એક સુખકર સતિપતિનું નામ છેરે !"

આ પદને સાંભળતાંજ કીશોરીના મુખ પર વિજળી સમાન પ્રસન્નતા પ્રકાશ પામી. નેત્ર અને ચાલમાં ચંચળતા વધી ગઇ. તે સ્વરની તદ્દન નિકળ જતાં ફરી સાંભળ્યું કે–ઇતર સર્વ ઉપાધી જગતની, નહિં હિતકાર હરામ છે રે " એક " એક લિંગેશ્વર ચરણ શરણ તવ, આતમ અક્ષર ધામ છેરે "—એક.

આ પદને સાંભળતાંજ કીશોરીને નિશ્ચય થઇ ગયો કે હોય ન હોય આ સ્વર તો જરૂર જયાનોજ છે. આ સમયે કીશોરીને પોતાના દેહની સંભાળ અત્યંત બોજા રૂપ થઇ પડી હતી. જયાને મળવા તે એવી ગભરાઇ કે જેવી વનમાં ખોવાયેલા વત્સનો સાદ સાંભળી ગાય વ્યાકુળ બને છે તેવીજ જોઇ લ્યો. તરફડતી, વ્યાકુળ થતી કીશોરી સ્હેજ છેટે છે એકલામાંજ બે ત્રણ મધ્યમ કદના વૃક્ષ ઓથે જુએ છે તો એક બ્રાંન્ચ પર ગેરૂવાં વસ્ત્ર પહેરેલ વાળાની વીખરાયેલા લટો યુંકત જયા ડાબો પગ લટકતો રાખી તે પગની જાંગપર રહેલા જમણા પગપર રાખેલા હાથપર ગાલ ટેકાળી અધુરૂ પદ પુરૂં કરી રહી છે–" વ્યાપક વિઘ્ન વિદારક વરદા, ભીડભંજન નિષકામ છે રે !—એક ચંદ્રલલાટ જટા જુટગંગા ઘટ રટના હરજામ છે રે–એક૦

કીશોરીની નજર જયાપર પડી કે જયાએ પણ કીશોરી તરફ જોયું જે સમયે પરસ્પર બન્નેની આંખો મળી તે સમયની છટા જોવાથીજ જાણી શકાય. બન્ને પરસ્પર મળવાને દોડી પરંતુ એટલો રસ્તો કાપતાં જે અધિરતા વ્યાકુળતા બન્નેના ચિતને થઇ હતી તે તેઓજ જાણતી હતી અવર્ણનીય હર્ષભર બન્ને મળી થોડીક વાર બન્ને ચિત્રવત થતી રહી. બોલતાં કંઠ રૂંધાયો. રૂંધાયેલે કંઠે જયાએ કહ્યું–તું જરા અહિં ઉભી રહે હું આવું છું.

## પ્રકરણ ૨૨ મું—રત્નસિંહ અને બીરસિંહ

એક દીન સંધ્યા સમયે બાદશાહ એક તાઈખાં ઉર્ફે રોશનખાં દરબાર ભરી બેઠો હતો ત્યાં ચોબદારે આવી તાજીમ બજાવીને કહ્યું—એક પરદેશી ઝવેરી દરવાજાપર આવી ઉભો છે અને પ્રથ્વીનાથના દર્શનની પ્રાર્થના કરે છે. બાદશાહની આજ્ઞા થઈ કે આવવા દ્યો. ચોબદારે આવી પરદેશી ઝવેરીને કહ્યું આ સમયે ભેટ કરવાનો સમય નહોતો પરંતુ આપ જાણો છો કે અમે જો ભેટ કરાવવા ધારીએજ છીએ તો અનેક ઉપાયો બનાવી લઇએ છીએ આપને પરદેશી જાણી એવા રૂપમાં અરજ કરી કે આજ્ઞા થઇજ ગઇ પધારો આ પરિશ્રમને ભુલશો નહિ, ઝવેરીએ ઝટ એક અશરફી કાઢી ચોપદારને આપી. અશરફી લઇ ચોબદારે ઝુકીને સલામ કરીને અને ઘણા આદર સાથે ઝવેરીને અંદર લેઇ ગયો.

યથાનિયમ શિષ્ટાચાંર પછી ઝવેરી ફરમેસ્થાને બેસી ગયો અને ઝવેરાતનો ડબ્બો ઉઘાડી ભાત ભાતનાં રત્નો અને આભુષણો બતાવવા લાગ્યો. એમાં એક જોડ કંકણ જે અનેક અમુલ્ય રત્નો જડિત હતાં તે બાદશાહે પસંદ કર્યાં તે ઉપરાંત એક મોતી ઝવેરીએ બાદશાહને બતાવ્યું. જેને જોતાજ બાદશાહે અત્યંત પ્રસન્નતા બતાવી અને બોલ્યો—શું આની જોડ પણ તમારી પાસે છે ! એના ઉત્તરમાં થોડીક વાર ચુપ રહેવા ઉપરાંત હાથ જોડી ઝવેરીએ નિવેદન કર્યું—આ સમયે એનું મલવું સામર્થ્યથી બહાર છે.

ઝવેરી—તે એક એવા મનુષ્યની પાસે છે કે જેની પાસે હું જઇ નથી શકતો,

રોશનખાં—તે કોણ છે અને ક્યાં છે ?

ઝવેરી—તે એક કેદી છે અને આ રાજધાનીમાં બાદશાહી જેલમાં કેદ છે.

ઝવેરી—ખુંદાવિંદ તે મંડળગઢનો રાજા છે. જો હું પોતે તેની પાસે જઇ શકું તો તો પુરી આશા છે કે એહને બદલે અનેક આવા મોતી લાવી શકું છું. પરંતુ જો તે જાણી ગયો કે હું બાદશાહને માટે લેવા આવ્યો છું. તો કદાચ નહિ બતાવે.

રોશનખાં—કેદીની પાસે મોતી ?

બાદશાહ થોડીક વાર ચુપ રહેવા ઉપરાંત બોલ્યા—તે કયા ગુન્હા માટે કેદ છે ? ઝવેરીએ કહ્યુ શાહનશાહ ! કસુરતો જરા પણ નથી અને છે તો ઘણીજ છે.

બાદશાહે કહ્યું—કદાપિ એમ ન થઇ શકે કે અપરાધવિના પણ કેદ મળે.

ઝવેરીએ કહ્યું—નામવર ! મેં સાંભળ્યું છે કે મરહુમ બાદશાહ અલ્લાઉદીન એની પુત્રી જયાનો ડોલો માગતા હતા અને તે આપવા માટે તે ઇનકાર કરતો હતો તેટલા માટે બાદશાહે એને કેદ કર્યો હતો; પરંતુ હાલ તે બાદશાહ નથી તેમ તે રાજકુમારીનો પણ પત્તો નથી, કોઇ કહે છે કે તેણે દુખને લીધે કે લાજને લીધે આત્મ હત્યા કરી કોઇ કહે છે કે ક્યાંઇ નાસી ગઇ વાસ્તે હાલ આપ જહાંપનાંહ એ કેદીને રહેમ કરી છોડી આપો તો આપને મહાન કીર્તિ અને પુન્ય પ્રાપ્ત થાય હું તો એક ધંધાદારી માણસ છું. રાજકાજના કાયદા કાનુન વચ્ચે આવી શકતો નથી. છોડી આપો તો હજુર માલિક છે.

અગર આવી રીતે છે તો તમે એને જઇ પૂછો જો તે પો-

તાનો છુટકારો ચાહતો હોય તો ત્રણ લાખ રૂપિયા બાદશાહી ખજાનામાં દાખલ કરે જેથી છોડી આપવામાં આવશે આ બાદશાહે કહ્યું.

ઝવેરીએ કહ્યું—મને બાદશાહની અજ્ઞા શિરોચરમ છે વળી મારાથી બીજા કોઈનું ભલું થાય છે તો હું અવશ્ય શકિત પ્રમાણે ઉદ્યોગ કરીશ.

બાદશાહે કહ્યું—ઠીક. જેલ દારોગાપર એક પરવાનો તમને લખી આપવામાં આવશે. જે વડે તમે જેલ દરોગા સાથે જેલ અંદર જઇ તેને મળો અને તે તેમ કરવા રાજી હોય તો અહિં લઈ આવો પણ અવશ્ય મોતીનું પૂછજો.

પરવાનો લઇ ઝવેરી બાદશાહથી વિદાયગિરિ લઇ જેલ દારોગાને સ્થાને ગયો અને જેલદારોગાને પોતાના આવવાની ખબર કરાવી. જેલદારોગે તે ખબર પામી ઝવેરીને અંદર બોલાવ્યો. ઝવેરી તેની પાસ પહોંચ્યો. ઝવેરીને જોતાંજ દારોગાએ ધનાઢય જાણી ઘણાજ આદર સત્કારથી આગતા સ્વાગતા કરી. આવવાનું કારણ પૂછવા માંડયું. ઝવેરીએ ઘણીજ નમૃતાથી પોતાની ઓળખાણ આપી અને બાદશાહી પરવાનો દારોગાને આપ્યો. પરવાનો વાંચી દારોગાએ કહ્યું—પરવાનો તો બરાબર છે પરંતુ આ સમય કેદીઓને મળવાનો નથી જેથી લાચાર છું.

ઝવેરીએ એક હીરાની વીટીં ઘણી નમૃતા પૂર્વક ચૂપાચાપ દારોગાની મુઠીમાં મુકી દીધી અને ખુશીથી બતાવી બોલ્યા—મારા બાદશાહ આપજ છો આ સમયે તે કેદીથી મુલાકાત ન થઈ જાય તો મારૂં મોટું કામ માર્યું જાય તેમ છે હું કદાપિ કોઇ રીતે

આપની મરજીથી બહાર નથી, તુરત દારોગાએ કંઇક વિચારમાં પડયાનો ડોળ કરી કહ્યું—ખેર આપ પરદેશી છો મને આપને ખાતર મંજુર છે ચાલો.

## પ્રકરણ ૨૩ મું. વીરસિંહની ક્ષત્રિ ધર્મ પુરાયણતા.

ચાલો પાઠકો જરા ત્યાંની પણ ખબર લઇએ કે બાદશાહ અલ્લાઉદ્દીન, જે તીરથી વિંધાઇ પડયો હતો તે મરી ગયો કે જીવતો છે.

બાદશાહ અલ્લાઉદ્દીનને જ્યારે અચાનક પાછળથી બે તીર લાગ્યાં અને શીલાથી નીચે જઇ પડયો ત્યારે તેને મૂર્છા આવી ગઈ હતી. જ્યારે તેની મૂર્છા ઉતરી ગઇ ત્યારે તે જુએ છે તો, પોતે એક ઝુંપડી અંદર તુટેલા ખાટલા પર પડયો છે અને એક સુંદર જોબનવાન પુરૂષ પોતાના ઓસીકા તરફ બેઠો પોતાને પંખો કરી રહ્યો છે જ્યાં બાદશાહને ભાન પામતો જોયો કે ઝટ તે જુવાન પુરૂષે તેને ટેકો આપી બેઠો કર્યો. અને પાણીથી તેનાં નેત્રો ધોયાં. એક અજ્ઞાન પુરૂષને પોતાની સારવાર કરતો જોઈ બાદશાહ ચકિત થઇ પૂછયું—હે નેક મર્દ તું કોણ છે કે આ મુસીબતની અંદર મારી ખીદમત કરી રહ્યો છે. એમાં કાંઈ પણ શંક નથી કે તારાજ ઉદ્યોગથી હું હજુ સુધી બચી રહ્યો છું. યુવાને કહ્યું—આપ અધિક ઉત્કંઠિત ન થાઓ. આપ સ્વસ્થ થશો કે તુરત આપને મારી ઓળખાણ મળી જશે. આટલું કહી જળ પાત્રમાં કંઇક ઓસડ મેળવી બાદશાહને કહ્યું—આને આપ પી જાઓ જેથી આપને બોલવા ચાલવામાં વધારે મહેનત નહિ પડે. બાદશાહે કંઈ પણ હાના કર્યા વિના ઓસડ પી લીધું.

આ પ્રકારે એ યુવાન પુરૂષે એજ સ્થાનમાં રાખી બાદશાહ-

ને તનદુરસ્ત કર્યો. અને એક દીવસે પોતાની ઓળખાણ આપતા કહ્યું—હું મહારાજા પ્રથ્વીસિંહનો મોટો પુત્ર વીરસિંહ છું. મંડળગઢના રાજા રત્નસિંહની પુત્રી મારાથીજ વિવાહિતા થઇ ચુકી છે જ્યારે મને ખબર મળ્યા કે આપે રાય રત્નસિંહને કેદ રાખેલ છે અને મંડળગઢમાં જયા એકલી છે ત્યારે ઉચિત જાણી ખાસ રિસાલાની સાથે હું મંડળગઢ જઇ પહોંચ્યો. મંડળગઢથી ખબર મળ્યા કે જયા ગઇ કાલે કોણ જાણે કયાં થોડાંક માણસો સાથે નિકળી ગઇ છે. એ સાંભળી હું તુરત ત્યાંથી નિકળી ગયો. એક જંગલની વાટ લીધી. અમે પ્રાતઃકાળ થતાં થતાંમાં એક ઘાટીપર પહોંચ્યા. જ્યાં આપની ફોજ જયાને ઘેરી લઇ જતી હતી. આપના સેના નાયકને મેં જયાને છોડી આપવા ઘણું ઘણું કહ્યું પણ તેણે ન માન્યું. છેવટે મારે યુધ્ધમાં ઉતરવું પડયું. જેમાં મારો પુર્ણ વિજય થયો અને એઓની હાર થઇ. પ્રતિપક્ષીની પાછળ પડેલ મારા સૈનિકોને પાછા વાળવા હું જ્યાં જયા હતી ત્યાંથી દૂર નિકળી ગયો. મારી સેનાને પાછી વાળી આવી જોઉં છું તો જયા ત્યાં ન મળે. તે જેસલમેર ગઇ. કે ત્યાંથી નિકળી ગઇ કે કોણ જાણે કેમ છે તે ખબર નથી, હું તે યુદ્ધમાંથી સીધો દીલ્લી આવ્યો. દીલ્હીમાંજ રૂચી અનુસાર વેશે ગુપ્ત રીતે રહી હું દીલ્હીમાંજ રહેવા લાગ્યો. જો હું ચાહત તો રાયરત્નસિંહને જલ્દી કારાગૃહથી મુક્ત કરી શકત, પરંતુ છળ કપટપર ધિક્કાર હોવાથી મેં તેમ ન કર્યું. જે દીવસે આપ શિકાર ખેલવા રાજધાનીથી નિકળ્યા; તે દી હું પણ શાહી સિપાહીના વેશે આપની સવારી સાથે નિકળ્યો. દૈવયોગે તે વખતે હું તે સ્થાનથી જરા છેટો હતો કે જ્યાં એક યવન સિપાહીએ આપનાપર દૂર તડાતડ બે તીર ફેંક્યાં. સિપાહી મને જોઇને કોઇ આવે છે તો પકડાઇશ એમ

ભય પામી નાસી ગયો. સિપાહી પાછળ જવાની મને ગરજ ન્હોતી કેમકે આપની હજુરમાં જલ્દી આવવું તે અગત્ય હતી. આપની પાસે હું આવ્યો અને જોયું તો આપ મુર્છા વશ પડયા હતા. ત્યાંથી હું આપને અહિં લઇ આવ્યો. આપને સાવધ કરવાના ચાં-પતા ઉપાયો કરવા લાગ્યો. ઇશ્વર કૃપાથી આપને આ સમયે તન-દુરસ્તી મળી છે. આજ સવારેજ ખબર મળ્યા છે કે આપના ભત્રિજા એકતાહખાં તખ્તપર બેસી બાદશાહ બન્યા છે અને સર્વ લોકોને એવું કહી રાખ્યું છે કે, અલ્લાઉદ્દીન બાદશાહને જંગલમાં શેર ઉઠાવી ગયો.

આ વાત સાંભળી અલ્લાઉદ્દીને વીરસિંહને ગળે લગાવી લીધોં. અને બોલ્યો કુમાર! તમે જે મારી સાથે ભલાઈ કરી છે તેનો બ-દલો હું શું આપી શકું ? જ્યાં સુધી હું જીવીશ ત્યાં સુધી તમારો ઉપકાર નહિં ભૂલીશ.

વીરસિંહ—આમાં મારી કાંઇ પણ વડાઇ નથી. યતકિંચિત્ કાંઇ કર્યું છે તે અમારા કુળ ધર્મને અનુસરી કર્યું છે. આમાં મારી કાંઇ પણ વિશેષતા નથી. હવે ઇશ્વર પાસે મારી એટલીજ પ્રાર્થના છે કે આપને ક્ષેમકુશળ દીલ્હી લઇ જઇ તખ્ત પર સુશોભિત દેખું. હું ચાહું છું કે હજી એક બે દીવસ આપ અહિંજ આરામ લ્યો. અને હું મારી ફોજને એકઠી કરી લઉં. ફોજ લઇ ધામધુમથી હું આપની સાથે દીલ્હી ચાલું.

## પ્રકરણ ૨૪ મું. મુક્તિ અને મુક્તિ.

ઝવેરી એક તેનો નોકર અને જેલખાનાવાળો જ્યાં રાજરત્નસિંહ કેદ હતો ત્યાં ગયા. દારોગાએ પ્હેલો દરવાજો ઉઘાડયો અને તે અંધેર ભોંયરાના દ્વાર પર જઇ પહોંચ્યો એ સ્થાનને જોઇ ઝવેરીએ

દારોગાને કહ્યું—કૃપા કરી આપ એક દીવો મંગાવી લ્યો દીવો આ-વતાં ઝવેરીએ દારોગાને ભોંયરાના દ્વાર પર રોકાવા કહ્યું. દારોગો ત્યાંજ રોકાઇ રહયો. ઝવેરી પોતાના નોકર સાથે અંદર ગયો, એ ક્યારે સંભવીત હતું કે ઝવેરીના કહેવાથી દારોગો દ્વારપરજ રોકાય અને ધીરસિંહ તથા તેનો નોકર એકલા કેદી પાસે જાય । પરંતુ એક તો બાદશાહની આગ્ના, બીજું હીરાની અંગુઠી ભેટ મળી હતી કે જેણે દારોગા સાહેબને દ્વાર પરજ સ્થીર કરી દીધા હતા સત્ય છે. દુનિયામાં ધન એક એવી અકસીર મોહની છે કે તે વડે જનો જે ચાહે તે કરી લે, ધનના પ્રતાપથી કેટલાક અપરાધીઓ અપરાધ મુકત થઇ જાય છે અને નિરપરાધીઓ પર દોષારોપણ થઇ જાય છે

ભોંયરાંની અંદર જાતાંજ જોયું કે અતિ મલીન ક્ષીણ અને દીન અવસ્થામાં બેઠેલ રત્નસિંહ આંખો બંધ કરી માળા જપી રહેલ છે

ઝવેરીના પગનો અવાજ સાંભળીને રાયરત્નસિંહે આંખો ઉઘાડી અને ઝવેરી તથા તેના નોકર તરફ નજર કરી બોલ્યો—શું આપ લોકો મારા પ્રાણ ઘાતની આગ્ના લઇ આવ્યા છો ? ઝવેરીએ નમી, સલામ કરી અને વિનય વાકયથી કહ્યું—જી નહિં એમ ન માનશો

**રત્નસિંહ**—હે ઇશ્વર ? હજી આ પાપમય જીવનની અવધી પુરી ન થઇ ! આમ કહી એક લાંબો શ્વાસ રત્નસિંહે લીધો,

**ઝવેરીએ**— આપ ધીરજ રાખો ઇશ્વર મહા કરૂણામય છે

**રત્નસિંહ**—મારા જેવા અધમને માટે !

**ઝવેરી**—તે દીનબન્ધુ છે અને એ પણ આપ જાણો છો કે સુખ અને દુખ સર્વની અવધિ છે, આપના દુખની પણ અવધિ આવી ચુકી છે.

**રત્નસિંહ**—તમે કોણ છો !

**ઝવેરી**—હું હમણાંજ આપને મારી ઓળખાણ આપુ છું પરંતુ એ નિવેદન કરવાનું છે કે હું અને આપ વચ્ચે જે વાતો થાય તે એવા સુરથી થાય છે કે છેટે ન સંભળાય કેમકે હું આપથી ગુપ્ત વાતો કરવા માંગું છું. આટલું કહીને તેણે પોતાની ઓળખાણ આપી કે હું રાજા પૃથ્વીસિંહનો નાનો પુત્ર ;ધીરસિંહ વીરસીંહનો સહોદર છું. આ સમય હું પોતાને ઝવેરી પ્રસિદ્ધ કરી બાદશાહની આજ્ઞા લઇ આપ પાસે આવ્યો છું.

આટલું સાંભળતાંજ રત્નસિંહે ધીરસિંહને છાતી સાથે દબાવ્યો અને પ્રેમ વિહવળ થઇ આંખોથી આંસુની ધારા વહાવવા લાગ્યો.

**ધીરસીંહે** કહ્યું—આપે સાંભળ્યું હશે કે આજ કેટલાક દીવસો થયાં બાદશાહ શિકારમાં કોઇ ગુપ્ત ઘાતથી માર્યા ગયા અને બાદશાહના ભત્રિજા એક તાઇખાં તખ્તપર બેઠા છે.

આટલું સાંભળતાં રત્નસિંહના મુખપર ક્રોધનો આવેગ થઇ આવ્યો નેત્રોમાં લાલિમાં અને ભ્રકુટિ કુટિલ થઇ ગઇ.

**ધિરસીંહે** કહ્યું—મહારાજ ! બાદશાહનું મૃત્યુ સાંભળી આપને ખુશી હાંસિલ થવી જોઇએ તે ન થતાં ઉલટો ક્રોધનો આવેગ થવાનું કારણ ?

રત્નસિંહે કહ્યું—આપણે આર્યકૂળ ક્ષત્રિ છીએ રાજભક્તિ આપણો ધર્મ છે. બાદશાહ ભલે મ્લેચ્છ હોય, ભલે મન માન્યું આપણને દુઃખ આપે એનું ફળ એને ઇશ્વર આપશે. આપણને ઉચિત નથી કે આપણા રાજાનો પ્રતિકાર કરવા સાહસ કરીએ, અથવા રાજાનો દ્વેસ કરીએ. અથવા એના વિનાશની કલ્પના કરીએ. જ્યારે, આપણા ધર્મશાસ્ત્રમાં રાજાને ઇશ્વરનો અવતાર

ગણેલ છે ત્યારે કેમ આપણે પોતે એવી વાત કરી અથવા કરવાનો વિચાર કરીએ. અથવા તેમ થવાથી ખુશી થઈએ. જો કદી ભમવા મોહવશ રાજા આપણા ધર્મમાં હાથ નાંખે તો આપણને ઉચિત છે કે યથા સાધ્ય રાજાના એવા અન્યાયકર આચરણ જણાવવી જેમ બને તેમ વાક્યોથી એને ચેતના આપવી અથવા અપાવવી તેપણ શાન્ત સુશીલ અને સૌમ્ય ભાવથી પ્રાર્થના કરવી. ધિક્કાર છે એવા નીચ નરાધમને કે જેણે શુભ ભાવથી વા વિશ્વાસઘાતથી પોતાના સ્વામિનો વધ કર્યો છે. અવશ્ય તે કોઇ નીચતા પ્રબળ હશે. આર્યના કાર્યમાં કદાપિ એવી નીચતાનું હોવું સંભવિત નથી.

ધીરસિંહે કહ્યું—મહારાજ ! ગમે તે હો, હાલ મારી વિનંતી એ છે કે જો આપ ચાહતા હો તો આ કેદથી કોઈ પ્રકારે આપને હું લઈ ચાલું-કેમકે જેણે આપને કષ્ટ આપ્યું હતું તેણે આપને કષ્ટ આપવાના પ્રાયશ્ચિતમાં પોતાનો પ્રાણ આપ્યો છે.

રત્નસિંહે કહ્યું—વત્સ તમે હજી બાળક છો તેટલા માટે મને ઉચિત છે કે તમને ઉચિત્ ઉપદેશ આપું. જેણે મને કેદ કર્યો છે તે હાલ નથી તોપણ ચોરની માફક ભાગવું તે આપણો ક્ષત્રિનો ધર્મ નથી.

ધીરસિંહે એના ઉત્તરમાં કહ્યું—બાદશાહની આજ્ઞાથી હું અહિં આવ્યો છું: એણે મને કહ્યું છે કે જો આપ ત્રણ લાખ રૂપિયા આપો તો તે આપને છોડી આપે.

આ સાંભળી રાય રત્નસિંહે કંઈક વિચાર કરી કહ્યું-પ્રથમ મને એ જાણવાની અતિ ઉત્કંઠા થઈ રહી છે કે આવા સાહસમાં તમે કેમ ઉતર્યા ? અને તમારા વડા ભાઇ ક્યાં છે !

ધીરસિંહે વાત લપેટવા કહ્યું કે કોઇ કારણથી દીલ્હીમાં આવ્યો હતો પરંતુ બાદશાહના મરણની ખબર સાંભળી નવીન વેશથી કપટ વેશમાં મળ્યો. અને યુક્તિથી આપની મુક્તિને માટે વાતચિત કરી. જેના ઉત્તરમાં એણે ત્રણ લાખનો સવાલ કર્યો હવે આપની જેવી આજ્ઞા.

રત્નસિંહે થોડીક પળ નિઃશબ્દ રહી કહ્યું—ઠીક એ લોભીને એવી ધન આશાજ છે તો મને પણ ધન આપવામાં કશી અડચણ નથી પરંતુ બાદશાહથી એ અવશ્ય પૂછવું જોઇએ કે રૂપીયા અહિંજ આપવા પડશે કે મંડળગઢ જઇને ? આ વાતનો તમે એનાથી નિર્ણય કરી લ્યો કદિ મંડળગઢમાં લેવા મરજી કરે તો મને કોઇ આપત્તિ નથી. કેમકે તે પોતાનું ઘર કહેવાય અને આ પરદેશ કહેવાય. મારી આવી અવસ્થામાં ત્રણ લાખ અહિં આપવા, કેમ કરી સંભવ થઇ શકે ? બાદશાહને હું અહિં તેના વિશ્વાસ માટે લખત કરી આપું.

અહિં રત્નસિંહ ધીરસિંહ આ ચર્ચા કરીજ રહ્યા છે કે એકી સાથે બહારથી કોલાહલ સાંભળવામાં આવ્યો કે બાદશાહ અલ્લાઉદ્દીન જીવતા જાગતા ચાલ્યા આવે છે. આ કોલાહલ થતાંજ જેલ દારોગો અને જેલના પહેરેગિરોને કેદી રત્નસિંહ તથા ઝવેરીની લેશ પણ વીધી ન રહી બેશુદ્ધ થઇ તેઓ તુરત ત્યાંથી દોડયા. એ સમયે લેશ પણ વિચાર વગર રત્નસિંહ વિગેરે બહાર નિકળી આવ્યા અને કોઇ જાતનો અટકાવ ન જોતાં મનમાન્યે મારગે ચાલી નીકળ્યા.

## પ્રકરણ ૨૫ મું. વીરસિંહ વિખ્યાતિ પામી વળ્યો.

વીરસિંહ પોતાના ઘોડા પર બાદશાહ અલ્લાઉદીનને બેસારી તેના માથા પર શ્વેત છત્ર ધારણ કરાવી પોતાની ફોજ સાથે દીલ્હી

પહોંચ્યો, જ્યાં દીલ્હીના સીમાડા સુધી સવારી પહોંચી કે આખા નગરમાં ધુમ મચી રહી કે બાદશાહ અલ્લાઉદ્દીન જીવતા જાગતા આવી રહ્યા છે. લોકોને આ જોતાં આ સાંભળતાં ઘણીજ તાજુબી ઉત્પન્ન થતી હતી કે બાદશાહને તો સિંહ ઉઠાવી ગયો હતો તે જીવતા ક્યાંથી ? અને રજપૂતોની સેના સાથે ક્યાંથી ? કોઇને કોઇ રીતે સાચો હેવાલ મળતો ન્હોતો જોતા જોતામાં સવારી નગરના દરવાજા પર પહોંચી કે બાદશાહી ફોજ સલામ માટે આવી ખડી થવા લાગી.

અહીં બાદશાહના ભત્રિજા નવિન બાદશાહ એકતાઇખાંએ બાદશાહના દીલ્હી આવી પહોંચ્યાના ખબર જાણી તથા સવારી જાતે જોઇ અને સલામી આપવા શાહી ફોજને દોડતી જોઈ કે દેહથી પ્રાણ ઉડુ ઉડુ થયો. ભયના માર્યા એક ઘોડાપર સવાર થઇ ચોર દરવાજેથી આગરાની વાટ લીધી. અલ્લાઉદ્દીન બાદશાહ કીલ્લાની સામે આવી ઉભો. સલામીની તોપો ઉપરા ઉપર છુટવા લાગી બહાર પર બહાર થવા લાગ્યા. આખા નગરમાં મંગળ ધ્વનિ ફરી વળી. મ્હેલોમાં આનંદ વધાઇ છાઇ રહી. ખુશીનાં વાજો વાગવા લાગ્યાં. દરબારી અમીર ઉમરાવ નોંછાવર કરવા લાગ્યા.

બાદશાહે એક ખુલ્લા મેદાનમાં દરબારની આજ્ઞા આપી. તમાંમ પ્રજા આનંદની મારી ઉભરાઇ આવી ભીડભાડની વચ્ચે એક ઉંચા આસન પર બાદશાહ માટે ગાદી નંખાવી. બાદશાહે પોતાની ગાદીની નજીકજ વીરસિંહને બેઠક આપી. આદર સાથે ઘણાજ સ્નેહહથી પાસે બેસાર્યો અને પોતાની ઉત્કંઠાવાન પ્રજાના સાન્ત્વન માંટે પોતાપર વીતેલી વાર્તા વિસ્તાર પુર્વક કહી સંભળાવી. શેર ઉઠાવી જવાની ખોટી વાત જાહેર કરનાર અલિ સિપાહીને પકડી મંગાવવા હુકમ થયો. તે નાસી ગયાના ખબર મળ્યા. અલિની સ્ત્રી પર પોતે અદલાનત કરેલી તે આલના જાણવામાં આવેલ એમ બાદશાહને

અગાઉથી જાણુ હતી. આ વખતે ભાન આવ્યું કે તે બાબતનું વેર લેવા અલિયે તીરે ચલાવી શેરની વાત જાહેર કરી પોતાનો બચાવ કર્યો. બાદશાહે પોતાના કૃત્યની પકકી સજા માની મનમાંજ સમજી લીધું અને અલિ તરફનો હુકમ ખેંચી લઇ તેને જતો કર્યો. ત્યારબાદ કુંવર વીરસિંહની પ્રશંસા સાંભળી વીરક્ષત્રિઓનાં હૃદયમાં આનંદની લ્હેરો ઉપરા ઉપર આવવા લાગી. એજ સમયે બાદશાહે આજ્ઞા આપી કે રાયરત્નસિંહને અત્યંત માનપુર્વક હાલ હાલ દરબારમાં લઇ આવો. તે સાંભળી કુંવર વીરસિંહે અરજ કરી—આજ્ઞા હોય તો હું પોતેજ એમને લઇ આવું. રત્નસિંહ વિષે હુકમ થતાં જેનું કાળજું ફડફડી રહ્યું છે એવો જેલદારોગો અત્યંત દીન સ્વરથી નમી હાથ જોડી ઝવેરી સાથે બનેલું પૂર્વ વૃતાંત જણાવી બોલ્યો કે જહાંપનાહના પધારવા શુભ સમાચાર સાંભળતાંજ જેલનાં બારણાં બંધ કરવાની કે પહેરો નિયત કરવાની સુધ વિસારી, અમે આપના દર્શન માટે દોડી નિકળ્યા. એ અવસરમાં ઝવેરી અને રાયરત્નસિંહ કોણ જાણે કયાંય ચાલી નિકળ્યા.

આ સમાચાર સાંભળતાંજ પ્રથમ તો બાદશાહ કાંઇક સ્તબ્ધ બન્યો અને પછી બોલ્યો. ચાલો ઠીક થયું. પરંતુ કુંવર વીરસિંહના મુખપર વિષાદ અને ચિંતા છવાયાં.

વીરસિંહે સવિનય બાદશાહથી થોડાક દીવસોની રજા માગી, જેના ઉત્તરમાં પ્રથમ તો બાદશાહે ના પાડી. પરંતુ ઘણાજ આગૃહને આધિન થઇ આદર સત્કાર પુર્વક રજા મંજુર કરી.

દરબારમાંથી રજા લઇ પોતાના લશ્કરમાં આવી વીરસિંહ રવાના થવાની તૈયારી કરતોજ હતો કે સામેથી આવી એક બ્રાહ્મણે આશિર્વાદ આપ્યો. વીરસિંહે પ્રણામ કરી પૂછ્યું. મહારાજ આપ શું ચાહો છો?

**બ્રાહ્મણ બોલ્યો**—કુંવરજી! હું મંડળગઢનો રહેનાર છું મારૂં નામ ડુંગરરામ છે. જે સમયે બાદશાહી ફોજથી આપનું યુદ્ધ થયું હતું તે સમયે હું રાજકુમારીની સાથેજ હતો અને એની સાથે જ એના કાકાને ત્યાં જઇ થોડાક દીવસો ત્યાં રહ્યો.

આ સાંભળી અતિ ધ્યાન પૂર્વક વીરસિંહ ડુંગરરામની વાત સાંભળવા લાગ્યો, ડુંગરરામે આજ દીવસ સુધી જેટલી જેટલી બીના બની હતી તે કહી સંભળાવી કહ્યું—કુંવરજી! હવે જે ઉચિત હોય તે કરો મારી વિનંતી એમ છે કે મધ્યમાં જે જંગલ આવે છે ત્યાં રોકાઇ આપણે શોધ કરવી, દૈયગોગથી કદાચ પત્તો લાગી જાય તો આશ્ચર્ય નહિ. આગળ આપની જેવી ઇચ્છા.

આ વાર્તા સાંભળી વિરસિંહ શું કરવુ તે વિચારમાં પડી ચિંતાસાગરમાં ડુબવા લાગ્યો. થોડીકવાર વિચાર કરી રહ્યા બાદ વીરસિંહે ચાલવાની તૈયારી કરવા માંડી. પોતાના સાથીઓને ઘેર જવાની આજ્ઞા આપી કેવળ બે ચાર સેવકોને સાથે લઇ ડુંગરરામ સંગે જંગલની વાટ લીધી.

## પ્રકરણ ૨૬ મું. અનાયાસ આનંદ આનંદ.

ધીરસિંહ અને રત્નસિંહ જ્યારે દીલ્હી શહેરની બાહેર નિકળી આવ્યા, ત્યારે રત્નસિંહે કહ્યું–હવે શો વિચાર છે કયે મારગે અને કયાં જવું છે?

**ધીર**—મહારાજ! મારી ઇચ્છા એવી છે કે પક્કી સડક છોડી જંગલી રાહથી ચાલવું ઉત્તમ છે; કેમકે કદાચ શાહી સિપાહી આપણી પાછળ પડયા હોય તો મુશ્કેલી પડી જાય!

**રત્નસિંહે કહ્યું**—બરાબર જંગલી રસ્તે ચાલવુંજ ઉત્તમ છે. ચાલો આગળ જે થશે તે જોયું જાશે.

આવું નક્કી કરી તે બન્ને આગળ કદમ વધારવા ઘણીજ તે-

જીથી ચાલ્યા. જંગલ કંઇક વળોટયું ત્યારે ધીરસિંહ કંઇક વિચાર કરી પ્રથમ પોતે જે રસ્તે આવ્યો હતો તેજ રસ્તો લીધો. સંધ્યા સમય થતાં થતાં બન્ને એક રમણિક જંગલમાં પહોંચ્યા. વળી સુર્યોસ્તનો સમય થવાથી જંગલ અધિકાધિક શોભાયમાન દીસતું હતું. દીનભર ચાલતાં ચાલતાં આ લોકોને થાક લાગેલો હોવાથી રાયરત્નસિંહે ધીરસિંહને કહ્યું–વત્સ ! હવે ઉચિત છે કે જો કોઇ વિશ્રામ સ્થાન મળે તો આજની રાત આપણે અહિંજ રોકાઇ રહી પ્રાતઃકાળે ચાલી નિકળીએ. ધીરસિંહે કહ્યું–આપ આ ઠેકાણે રોકાઓ હું આટલામાં ફરીને જોઉંછું. કદાચ કોઇ વિશ્રામ સ્થાન મળી જાય તો આપણે ત્યાં જઇયે.

એટલું કહી ધીરસિંહ આગળ ચાલ્યો. જતાં જતાં થોડેક દૂર એની નજરે એક ઝુંપડી જણાઇ, નિકટ જઇ જોયું તો એક ઝાડીની અંદર પાંદડાંથી ઢાંકેલી એક નાનીશી ઝુંપડી છે અને તેની ચોમરદમ વનપુષ્પોના વૃક્ષો છે. પાસેજ એક પાણીનું સ્થાન છે. જો આ ઝુંપડીમાં વસનાર કોઇ હોય અને તેની સાથે મળવું થાય તો પરવાનગી મેળવી આ સ્થાનમાં રાત્રી વીતાડવી. આવા અભિપ્રાયથી ધીરસિંહ થોડીકવાર આમ તેમ ફર્યો પરંતુ કોઇનો સમાગમ ન થયો ત્યારે લાચારીથી રાયરત્નસિંહને બોલાવી લાવ્યો અહિં તહિંથી થોડાંક પાંદડાં તથા લાકડાં લાવી વાટવામાંથી ચકમક કાઢી ઝુંપડીના દ્વારપર અગ્નિ સળગાવવા લાગ્યો. આ લોકો અગ્નિ સળગાવીજ રહ્યા છે કે તેઓને એક સાધુ સામેથી આવતો દ્રષ્ટિએ પડયો. સાધુને જોઇ સસંભ્રમ બન્ને ઉભા થયા અને પ્રણામ કરી કહ્યું કે અમે બહુજ દૂરથી ચાલ્યા આવીએ છીએ. ધારવામાં આવે છે કે આ કુટિ આપની હશે આપની

આજ્ઞાવિના અમે તેનો આશ્રય લીધો છે તો આશા છે કે આપ અપરાધ ક્ષમા કરશો. સાધુએ ચકિત થઇ થોડીકવાર એકાગ્ર દ્રષ્ટિથી આ લોકો તરફ જોઇ ઘણા આદરથી કહ્યું—આ કુટિ એજ માટે છે. આજ મારૂં મહાભાગ્ય કે આપ લોકોના સમાગમ થયો. મારી પ્રાર્થના છે કે આ આશ્રમને આપનુંજ માની આનંદથી વિશ્રામ કરો. આટલું કહી થોડીકવાર માટે એઓથી રજા લઇ તે ત્યાંથી ચાલી નિકળ્યો અને ઝુંપડીથી થોડેક દૂર એક બીજી ઝુંપડીમાં ગયો કે જ્યાં બે યુવતિઓ પરસ્પર બેઠી બેઠી વાર્તાલાપ કરી રહી હતી. સમય વિના સાધુને આવતો જોઇ, એક યુવતિ બોલી—આજ શું છે કે આપ આ સમયે આવ્યા ! સાધુએ કહ્યું—આજ મહા આનંદનો દીવસ છે; મારા આશ્રમમાં આજ બે અતિથીઓ આ સમયે આવ્યા છે એટલા માટે આશ્રમમાં તમે જે કાંઇ ફળ મૂળ સંઘરેલ હોય તે આપો કે હું તે લઇ જઇ તેઓની સેવા કરૂં.

યુવતિઓએ ઘણી ખુશીથી. આશ્રમમાં જે કાંઇ કંદમૂળ સંઘરેલ હતાં તે આપ્યાં તે લઇ આવી સાધુ અતિથી પાસે સઘળું મૂકી બોલ્યો-આ કંદમૂળ ગ્રહણ કરી તથા જળપાન કરી નચિંત ઝુંપડીમાં વિશ્રામ લ્યો, આના સિવાય આ પામરથી આપ લોકોની સેવા શી બની શકે તેમ છે ? રાય રત્નસિંહે તથા ધિરસિંહે અત્યંત આનંદ સાથે તે કંદમૂળ ખાધાં અને જળપાન કરી, ઝુંપડીની અંદર બે ત્રણ મૃગચર્મ અને એક વાઘાંબર બીછાવેલ હતા તે પર સુખેથી શયન કર્યું. રાત્રી ભર આરામ લઇ પ્રાત:કાળ થતાંજ શૌચાદિને માટે ધીરસિંહ જ્યાં કુટિની બહાર નીકળેજ છે કે કુંવર વીરસિંહ સામેથી આવતા નજરે પડયા. વિરસિંહને દેખતાંજ જોસભેર દોડીને ધીરસિંહે તેના પગનો સ્પર્શ કર્યો અને આશ્ચર્યથી વીરસિંહે ધીરસિંહને હાથ ઝાલી ઉભો કરી હૃદયથી લગાવ્યો. ધીરસિંહના

કહેવાથી વીરસિંહ કુટિમાં જઈ રત્નસિંહના પગનો સ્પર્શ કરવા જાય છે કે રત્નસિંહે સાનંદાશ્ચર્યથી તેને છાતી સાથે દબાવી દીધો આશીર્વાદ આપી કુશળ સમાચાર પુછ્યા એટલામાં આશ્રમ વાસી સાધુએ આવી રત્નસિંહને પ્રણામ કર્યા અને હાથ જોડી કહ્યું આ આપનો ચિર પ્રતિ પાલીત સેવક જયમલ હાજર છે, રાજકુમારી જયા અને કીશોરી પણ થોડાક દીવસોથી કુશળતાં પુર્વક આજ આશ્રમમાં છે આટલું સાંભળતાંજ અત્યંત ઉતકંઠાથી જયમલને ભેટી સાથે લઇ રાય રત્નસિંહ એ તરફ ચાલ્યા કે જયાં કીશોરી અને જયા હતા કીશોરી આશ્રમના પુષ્પ વૃક્ષોમાં જલ સીંચન કરી રહી હતી જયા એક મૃગનાં બચ્ચાથી ખેલી રહી હતી, રત્નસિંહ આદિ આ સ્થાને આવી પહોંચ્યા તેઓને આવતાં જોઇ જયા અને કીશોરીએ દોડી એકદમ રત્નસિંહના ચરણમાં પડી ધ્રુસકેને ધ્રુસકે રોવા માંડયું. રાય રત્નસિંહ પણ ઘણા સ્નેહથી પ્રેમાશ્રુ વ્હેતા વદને જયા કીશોરીને સાન્ત્વના કરવા લાગ્યા. ધીરસિંહ, વીરસિંહ, જયમલ વિગેરે હર્ષાશ્રુ વહાવવા લાગ્યા. થોડીક ક્ષણો સર્વ સ્તબ્ધ થઈ રહ્યા બાદ રૂંધાયેલે કંઠે ચાલો આવો બેસો એમ રત્નસિંહે કહ્યું સર્વ કુટિમાં બેઠા.

આ અનાયાસ આશ્ચર્યમય મીલનથી તે ગિરીકાનન પ્રદેશ નંદન વન સમાન થઇ ગયો. પ્રત્યેક વૃક્ષલતા ગુલ્મ વેલોથી આનંદ ટપકી પડતો હતો જયાં જોઇએ તે તરફથી આનંદ હસી હસી સામો આવતો હતો, ચોગરદમથી ઉડતી ચકલીઓ પણ પોતાના મધુર મદ સ્વરોથી જાણે મંગળ ગાનથી વધાઇ આપી રહી હતી.

---

## ઉપસંહાર

કુંવર વીરસિંહ આનંદકર વાતો નિવેદન કરી રાય રત્નસિંહથી રજા લઇ વીરસિંહ સાથે પોતાની રાજધાનીમાં આવ્યા· અને રત્ન સિંહ જયા કીશોરી ડુંગરરામ વિગેરેને લઇ મંડળગઢમાં આવ્યાં

જુદા પડતી વખતે ધીરસિંહ પોતાના માણુસોને રત્નસિંહ સાથે રહેવા માટે રાખી ગયા હતા તે માણુસો પણુ રાય રત્નસિંહને મંડળગઢ પ્હોંચાડી સ્વસ્થાને આવ્યા.

રાય રત્નસિંહ મંડળગઢ પ્હોંચતાંજ મંડળગઢમાં આનંદ ઉદધિ રેલી રહ્યો સંપુર્ણ સુખ સમયને પ્રાપ્ત થઇ ગયેલ મંડળગઢ આજ જુદોજ થઇ રહયો. જે આજદીન સુધી ઉજડ ઉદ્યાનની માફક ઉદાસ બની રહયો હતો તે રાય રૂપી રૂતુરાજ આવતાં ફરિ પ્રફુલિત થઇ ગયો. ગઢવાસીઓના આનંદની સીમા ન રહી. ચારે તરફ મંગળગાનની ધ્વની કાને પડતી હતી રાજ મ્હેલ અત્યંત શોભા સંપન્ન થઇ રહ્યો હતો પ્રજા જનો નજર લઇ લઇ હાજર થતા હતા. રાય રત્નસિંહ સર્વને આદર તથા શાન્તવના વાકયથી ખુશી કરતા હતા. અંતઃપુરમા પણુ અત્યંત આમોદ પ્રમોદ થઇ રહ્યો હતો. બીજે દીવસે રાય રત્નસિંહે દરબાર ભરી જાહેર કર્યું—ઇશ્વરના અનુગ્રહથી સર્વ આપત્તિ દુર થઇ ગઇ. જયાનો વિવાહ વીરસિંહથી સ્થીર થઈજ ચૂકયો છે પરંતુ હવે કીશોરીનો વિવાહ થવો યોગ્ય છે. હું ચાહું છું કે જયા અને કીશોરીમાં અધિક પ્રીતિ છે અને તે બન્ને બચપણુથી સાથેજ રહેલ છે એથી બન્ને એકત્રિત રહે એમ વિચારી કીશોરીનો વિવાહ ધીરસિંહથી થવોજ ઉત્તમ ધારૂં છું. આથી અવશ્ય બન્ને બ્હેનો ખુશી થશે.

થોડાક દિવસો ઉપરાંત રાય રત્નસિંહે કીશોરીની સગાઇ કુંવર ધીરસિંહથી કરી કીશોરી જયારે પોતાની માતામાં ગર્ભમાં હતી ત્યારેજ તેના પિતાનું મૃત્યુ થયું હતું. ત્યાર પછી બે વર્ષ વીતતાં તેની માત પણુ મૃત્યુ પામી બચપણુથી જયા અને કીશોરી સાથે રહ્યાં હતાં. જયા અને કીશોરી બન્નેમાં નિરંતરને માટે મહા સ્નેહ બંધાયો હતો

જાનો આવી બન્નેનાં લગ્ન થયાં. બન્ને ખુશી ખુશીથી પોતાને સાસરે ગઇ.

જયમલ કે જેણે સંસાર તજી દીધો હતો તે રત્નસિંહની રજા લઇ પોતાને તેજ આશ્રમે રવાના થયો.

જયા અને કીશોરીએ પતિની પ્રીતિ પરિપૂર્ણ પ્રાપ્ત કરી હતી પ્રેમી વીરસિંહ તથા ધીરસિંહ એકે વખત પત્નિઓ સાથે લઇ આનંદ ક્રીડા અર્થે એજ જંગલમાં આવ્યા કે જ્યાં જયમલ રહેતો હતો અને સવનો મેળાપ થયો હતો. કીશોરીએ જયાને એજ સ્થાનપર બેસારી એજ ગીત ગવરાવ્યું કે જે સાંભળી પોતે તેને મળી હતી. જયાએ ગીતનો આરંભ કર્યો--

એક સુખકર સતિપતિનું નામ છેરે:
ઇતર સરવે ઉપાધી જગતની નહિં હિતકાર હરામ છેરે --એક
એકં લિંગેશ્વરનું ચરણ શરણ તવ, આતમ અક્ષર ધામ છેરે—એક
વ્યાપક વિધ્ન વિદારક વરદા, ભીડ ભંજન નિષકામ છેરે—એક
ચંદ્ર ભલાટ જટા જુટ ગંગા, ઘટ રટના હરજામ છેરે—એક.

## સમાપ્ત.

રણુ, રૂતુવર્ણન અને તેનું ફળાફળ, રજોદર્શન, માસફળ, રજોદર્શનનું નક્ષત્રફળ, રૂતુમતિ સુંદરીનું કર્તવ્ય, લાવણ્ય કિંવા સૌંદર્ય–રૂપ મહિમા, રતિ તથા પુરૂષ કામવાસ, મૈથુનદોષ વર્ણન રતિપ્રકાર આસન વિવરણ, સહવાસ, ગર્ભાધાન. રજોદર્શનના આરંભથી ૧૬ દિવસ સુધીનું શાસ્ત્રીયફળ, ઇચ્છાનું રૂપ પુત્ર–પુત્રી પ્રાપ્ત કરવાનો ઉપાય, કાળફળ મહાત્મ: ગર્ભમાં પુત્ર હોય તો તેનાં લક્ષણ. ગર્ભમાં પુત્રી હોય તો તેનાં લક્ષણો; ગર્ભવર્ણન અને સગર્ભા સુંદરીનું કર્તવ્ય ગર્ભનો અદભુત ભેદ અને ગર્ભાવસ્થામાં તેની સ્થિતિ, ગર્ભવૃદ્ધિ, માતાપિતાના આચાર–વિચારની ગર્ભપર અસર. માબાપ કાળાં હોવા છતાં સફેદ બાળક કેવી રીતે ઉત્પન્ન કરી શકે? ગર્ભસ્રાવ અને ગર્ભપાત, પ્રસવકાળ, બાલ્યાવસ્થા, નાળ, પ્રસવ થયા પછી સ્નાનની વ્યવસ્થા બાળકનો પોશાક સ્તનપર, બ્રહ્મચર્ય, યુવાવસ્થા, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન, અને વિહાર, વીર્યસ્રાવ, રાત્રે સ્વપ્નમાં, વીર્યશ્રાવ, પ્રમેહ, વાતથી અથવા વાયુથી થનાર પ્રમેહ વંધ્ય દોષ અથવા વાંઝીયાપણું, ઉપદેશ અથવા ચાંદી, ઉપદંશની બીજી સ્થિતિ તથા શરીરપર તેની અસર, નળીને સોજો, ઉપદંશને અવયવ રૂતુશ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, રૂતુશ્રાવમાં અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્તિરિયા અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પતિ અવયવ, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન, અતિ વિહાર વીર્યશ્રાવ પ્રમેહ વંધ્યદોષ અથવા વાંઝીયાપણું, ઉપદંશ અથવા ચાંદી, મુત્રરોગ, બહુ મુત્ર, મુત્રગાંઠ, નપુષત્વ અને તેની જુદી જાતો અને ઉપાય, વીર્યસ્તંભનના ઉપાય, વિગેરે વિગેરે ઘણી બાબતોનાં આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે. છેવટ કામસજીવની અર્થાત પંડિત કામનાથ (કાકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે આ પુસ્તકની થોડા વખતમાં આવૃત્તિ ખલાસ થવાથી આ તેની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ. પાકું પુંઠું ગ્લેજ કાગળ કિંમત ૩॥ રૂ. પોસ્ટે ૪ આના.

ચાલુ જમાનામાં ઘરગથ્થુ ઉપયોગ માટે હંમેશાં કામ
લાગે તેવી વિદ્યાઓનો સંગ્રહ

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્દભુત વિદ્યાઓનો મહાસાગર

ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો ઉપયોગ પ્રાચીન કાળમાં જેટલો જાણીતો હતો તેટલો હાલમાં રહ્યો નથી, કારણ કે તે વિદ્યાઓનું જ્ઞાન હાલના જમાનામાં ઘણું ઓછું થઇ ગયું છે. અનેક અદ્દભુત વિદ્યાઓ અત્યારે પણ આપણા દેશમાં રહેલી છે અને તે થોડાઓ જ જાણે છે. એ વિદ્યાઓ સર્વ કોઇ સહેલાઇથી શીખી તથા સમજી શકે અને ઘેર બેઠા તેનો ઉપયોગ કરી અનેક પ્રકારના ઐહિક આમુષ્મિક લાભ મેળવે તેટલા માટે અનેક પ્રાચીન અર્વાચીન ગ્રંથોનું સંશોધન કરીને અને તે વિદ્યાઓ જાણનારા મહાત્માઓ પાસેથી મેળવીને આ ગ્રંથ તૈયાર કર્યો છે. વળી એકલા લખાણથી નહિ સમજી શકનારાઓને માટે જરૂર પૂરતાં ચિત્રો પણ તેમાં આપ્યાં છે જેથી પોતાની મેળેજ વાંચી સમજીને ઉપયોગમાં લઇ શકાય તેવા પ્રયોગોને કારણે આ ગ્રંથ સૌએ પોતાની પાસે રાખવા જેટલો મુલ્યવાન બન્યો છે.

પહેલા ખંડમાં માનસ વિદ્યા અથવા મેંટલ સાયન્સ છે. મનુષ્યના શરીરમાં ત્વચા, આંખ, કાન, નાક અને જીભ એ પાંચ ઇંદ્રિયોની શક્તિ કેટલી છે, તે કેમ કેળવાય છે. કેળવવાથી તે કેવાં અદ્દભુત કામો કરી શકે છે. નિરીક્ષણ, અવધાનશક્તિ સ્મરણ

-શક્તિ, કલ્પનાશક્તિ, વિચારશકિત, વિકારો અને સંકલ્પશકિત કેમ ખીલે છે અને ઉપયોગમાં આવે છે તેની ભરપુર માહિતી આપી છે.

**બીજા ખંડમાં માનુષ્યની આકર્ષણશકિત અથવા પર્સનલ મેગ્નેટિઝમની** મીમાંસા છે. એક માણુસ બીજાનું આકર્ષણ કેવી રીતે કરી શકે, કેમ તેને વશ કરી શકે, તેવી ઈંદ્રિયો ઉપર પોતે કેવી રીતે કાબુ મેળવે. આકર્ષકશકિત વધારવાના કેવા પ્રયોગો કરવા પોતાની ઇચ્છા મુજબજ બીજાઓને વર્તવાની કેમ ફરજ પાડવી ઇત્યાદિ વિષયો ચિત્રો સાથે સમજાવ્યા છે.

**ત્રીજા ખંડમાં મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજીની** સચિત્ર માહિતી છે. એક માણુસના માથા ઉપર હાથ ફેરવીને તેની બધી શકિતઓને ઓળખી લેવાની કળા જાણુવા માટે આ વિદ્યા ઉપયોગી છે અને શીખનાર મસ્તકશાસ્ત્રી બની અનેક પ્રયોગો કરી લોકોને અજાયબીમાં નાંખી શકે છે.

**ચોથા ખંડમાં મેન્ટલ ટેલીપથી અથવા માનસ સંદેશવિદ્યાની** ચિત્રો સાથે સમજુતી આપી છે. દૂર રહેલા બે મિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, કેવી રીતે એ શકિત ખીલવવી, બીજાના વિચારો કેવી રીતે પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ), મરણ વશીકરણ અને ઉચ્ચાટન વિદ્યાઓનું રહસ્ય શું છે વગેરે વિષયો તેમાં વિસ્તારથી આપેલા છે.

**પાંચમા ખંડમાં મોહિનીવિદ્યા અથવા મેસ્મેરિઝમ અને હીપ્નોટીઝમનું** શિક્ષણ આપેલું છે. અને તેમાં પણ સમજુતી માટે પુષ્કળ ચિત્રો આપેલાં છે. સામા માણુસને મેસ્મેરીઝમવડે કેમ ઉંઘાડી

દેવો તેની પાસેથી ઇચ્છા મુજબ કામ લેવું, તેની દ્વારા તરે-હતરેહના પ્રયોગો કરાવવા, રોગો મટાડવાને મેસમેરીઝમના પ્રયોગો કેવી રીતે કરવા વગેરે માહિતીનો વિશાળ તેમાં છે.

**છઠ્ઠા ખંડમાં પ્રેતવાહન** વિદ્યા આપી છે અને તેમાં ભુત-પ્રેત એટલે શું ? ભુતો કયારે આપણી આજ્ઞામાં રહીને કામ કરે ? તેમને કેમ બોલાવવાં ? ભુતો અને મંત્રોનો સંબંધ કેવો છે ! મેલાં ભુતોના પાશામાંથી કેમ છુટવું ? પ્રેતવાહન કરનારા ઠગારા ભુઆને કેમ પકડવા ? પ્રેતવાહનની શકિત કેમ પ્રાપ્ત કરવી અને ખીલવવી વગેરે માહિતી ભૂત-પ્રેતના ફોટોગ્રાફો સાથે આપી છે.

**સાતમાં ખંડમાં ત્રિકાસદર્શન** વિદ્યા છે ત્રિકાળદર્શી વીંટી આયના બનાવવાની રીત. વિચાર શકિત માર્ફતે ત્રણે કાળનું જ્ઞાન મેળવવાની વિદ્યા, ઇત્યાદિ વિધિ સાથે આપેલું છે,

**આઠમા ખંડમાં મંત્ર વિદ્યા છે. એટલે શું?** હાલના કાળમાં મંત્ર સાચો પડે કે નહિ ? મંત્ર સાચો પાડવા માટે કેમ વર્તવું ? તેનો વિધિ શો ? પ્રયોગો કેમ કરવા ? સાવચેતી કેટલી રાખવી ! એ માહીતિની સાથે અનેક પ્રકારની મનઃકામના સિદ્ધ કરવા માટેનો મંત્રોનો મહાસાગર તેમાં છે.

**નવમા ખંડમાં યંત્ર** વિદ્યા છે. અનેક પ્રકારના રોગો મટા-ડવા, આવતી ચિંતાઓ, ટુચકા, વ્યાધિઓ અટકાવવા જુદા જુદા શાસ્ત્રસિદ્ધ યંત્રોનો સંગ્રહ.

**દશમા ખંડમાં તંત્ર** વિદ્યા છે. તંત્ર વિદ્યાના ચમત્કારો આપણા દેશમાં જાણીતા છે, તંત્ર શાસ્ત્રીના જુદા જુદા પ્રયોગો પ્રાપ્ત કરી તેના ઉપયોગ માટેનો વિધિ સાથેનો સંગ્રહ.

**અગીયારમાં ખંડમાં સ્વપ્ન વિદ્યા** છે. જુદાજુદા સ્વપ્નમાં જે કાંઇ દેખાવ જોવામાં આવે છે તેની પાછળ કાંઇ કાંઇ રહસ્ય રહેલું હોય છે. આ રહસ્ય શું છે તે આ ખંડમાં સ્વપ્નમાં દેખાતી દરેક વસ્તુનાં નામ સાથે આપવામા આવ્યું છે.

**બારમા ખંડમાં શકુન વિદ્યા** છે. આ શકુન વિદ્યા અદ્દભુત છે. શકુન વહેમ છે કે ખરાં છે અને તે કયારે ખરાં નીવડે અનિષ્ટ ટાળવાને માઠાં શકુનનું નિરવાણુ શું, સારાં શકુનનો વિધી શું ? પશુ પક્ષીની બોલી શકુનરૂપ કયારે નીવડે તે માહિતી મેળવીને સહેલાઇથી શકુનશાસ્ત્રી બની શકાય છે.

**તેરમાં ખંડમાં કોકશાસ્ત્ર અથવા કામ વિદ્યા** નિરૂપણ છે. સ્ત્રી પુરૂષો અને તેમના ગુપ્ત અવયવો સંબંધી માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શક્તિ વધારવાના અને બીજા ગુહ્ય પ્રયોગોની સમજણ ઇત્યાદિ ખરેખરી માહિતી અનેક સાચા નીવડેલા પ્રાચીન ગ્રંથોને આધારે આપી છે, પ્રયોગો દરેક માણસ સહેલાઇથી સમજીને કરી શકે તેવાજ આપ્યા છે.

તે ઉપરાંત હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા, અને બીજી નાની મોટી માહિતીનો વિશાળ ભંડાર જરૂર પડે તેટલાં ચિત્રો સાથે આપેલાં છે. આવો ખરેખરી માહિતીવાળો ગ્રંથ ગુજરાતીમાં હજુ બહાર પડતો નથી. પુસ્તકનું કદ ૪૦૦ પૃષ્ટને આશરે થશે. મૂલ્ય માત્ર રૂ. ૫ રાખેલું છે,

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર**

**ગાંધી દરવાજા–અમદાવાદ.**

# ઘર વકીલ.

**આમાં દિવાની, ફોજદારી તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.**

કાયદાના હિમાયતીનો, ઇંગ્રેજી નહી ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાંજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે, જુજ બાબતો સારૂ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણુંજ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ ક્રીમીનલ, પ્રોસીજરકોડ, ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટની વિશેષ સતા. રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો, કારીગર અને મજુર, બજારો તથા મેળા, ભાડાનાં વાહન વીલેજ પોલીસ. છાપખાનાં. કારખાનાં તથા વર્તમાનપત્રો, ઢોરના ક્રમણ ભટકતા યુરોપીયનો નાટકનાં ખેલ, શીતળા, અફીણ આબકારી. પોલીસ; રેલવે જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઇલર, એક્સ્ટ્રાડીશન, ઝેરી જણસો મોટરવાહન, બાર થનારા પદાર્થો, વર્તમાન પત્રો, ફટકા પ્રેસ વીજળી ગુન્હા કરનારી જાતી, રાજદ્રોહી સભા કારખાનાના ગાડાં માણસો. જીંદગીના વીમા, ઘોડદોડની સરતો વૈદ્યકીય નોંધ રાખવા. પોલીસ ઓફીસરોના અખત્યાર હરકોઈ શખ્સના અખત્યાર; પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક હિન્દુ ધર્મશાસ્ત્ર, દત્તક, વિવાહ, વીલ. વારસો, છુટાછેડા, ખોરાકી, પોશાકી વિગેરે સર્વ બાબતો તથા પારસી લોકોના લગ્ન તલાક વગેરે વગેરે બાબતો વારસનામું તથા તે સંબંધીની જુદી જુદી બાબતો મુસલમાની કાયદો, શાદી, તલાક, શગી, બક્ષીશ. વકફ, ખોરાકી પોશાકી વગેરે વગેરે બાબતો, અપકૃત્ય તથા એ સંબંધીના અધિકાર ન્યાય સંબંધી, હિન્દુ વિધવા પુનરલગ્ન, દીવાની કોર્ટના દરજ્જા, કોર્ટ ફી તથા તે સંબંધની જુદી જુદી બાબતો; હિંદુ લોકોનાં વસીયતનામાં, પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો કરાર તથા તે સંબંધની જુદી જુદી

બાબતો, સમ વિશેષ ન્યાય, કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો પ્રોબેટ ટ્રસ્ટ અને તે સંબંધની જુદી જુદી બાબતો. દીવાની કોર્ટમાં કામ ચલાવવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, મુદ્દત તથા તે સંબંધની જુદી જુદી બાબતો, દરવાજો તથા તે સંબંધની જુદી જુદી બાબતો. ગાંડા માણસની મીલકત ઉપર દેખરેખ રાખવા બાબત, જમીન મેહસુલ તથા તે સંબંધી જુદી જુદી બાબતો જમીન ઉપર હકકપત્રો, લોકલફન્ડ. વતન ભાગદારી તથા નરવાદારી. સમરી સેટલમેન્ટ તાડાગીરાસ, મતાંદાર તાલુકદારો કોર્ટ ઓફ વાર્ડસ તગાવી ઇનકમટેકસ ઇરીગેશન જંગલ. તમાકુ, ખુશ્કીજકાત, જળ માર્ગની ડયુટી, હિન્દુસ્તાનનાં બંદરો, દેશી ઉતારૂ લઇ જનારા વહાણો સુતરાઉ માલપરની જકાત સાર્વજનીક હોડી, ઘાટ, સાર્વજનીક રસ્તા તથા પુલો કબજા વહી વટ. જનરલ સ્ટામ્પ એકટ સાર્વજનિક કામ સારૂ જમીન લેવા બાબત, ચલણી નોટો નાણાં, દસ્તાવેજના જુદી જુદી ઘણી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડું ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુઠું ગ્લેજ કાગળ જુજ પ્રતો શીલકે છે છતાં કિંમત માત્ર રૂા. ૧-૦-૦ પોસ્ટેજ જુદા ૦-૧૨-૦ જુદા આજેજ મંગાવો.

# સંગીત બાળપોથી.

કર્તા ડાહ્યાલાલ શિવરામ આ પુસ્તક નાના છોકરાઓને સંગીતનું જ્ઞાન આપવા ઘણુંજ સરળ તૈયાર કરવામાં આવ્યું છે, કાગળ ઉંચા સુંદર છપાઇ છે. કિં. ૧૨ આના પોસ્ટેજ ૩ આના.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

આશુક માશુક ના પ્રેમ પ્રસંગોથી ભરપુર

# પ્રવીણસાગર.

ગુજરાતી ટીકા સહિત. આ પ્રસિદ્ધ ગ્રંથ સ્વસ્થાન રાજકોટ કૈલાસવાસી મહારાજાધિરાજ શ્રી મહેરામણજીએ પોતાના નિપુ સહાયકોની સમ્મતિથી સં. ૧૮૩૮ માં રચેલો છે. ગ્રંથ એટલી બ ચતુરાઇથી ભરપુર છે, કે તેણે ભાષાના નામાંકિત અને ચતુર કવિ રોનાં મન હરિ લીધાં છે. **આખો ગ્રંથ આશુક માશુકની ખરેખ પ્રેમ મહીમાથીજ વર્ણવેલો છે સાથે નાયક નાયકાના ભે નાડીપરિક્ષા, અશ્વપરીક્ષા, શુકનાવલી, રણસંગ્રામની પંડિતાઇ રાજનીતિ, અને વિદ્યા, રાગ, તેની ઉત્પત્તિ, વિરહાલાપ, ઈશ્વરભક્તિ સાથે અષ્ટાંગ યોગનું** નાનાવિધ અલંકારથી રસમય વાણીવડે સવૈયા, કવિતા, છપ્પા, આદિ અનેક છંદથી વર્ણવેલું છે, ટુંકામાં જેમ કલ્પવૃક્ષ તળે જે ઇચ્છા રાખીએ તે તેને મળે છે, તેમ આ ગ્રંથમાંથી ભોગ વિલાસ પામશે, યોગીજનો યોગ વિદ્યાને પામશે: તેમજ પ્રેમીજનો પ્રેમલીલાને પામીને મનમાં હર્ષ લાવશે, કવિયો રસ અલંકાર અને છંદને પામશે ચતુર પુરૂષો ચતુરાઇને પામી રાજી થશે **આ મનોહર ગ્રંથના નાયક પ્રવીણ તે રાજકુંવરી સુજાનબા અને સાગર તે રાજકોટના ઠાકોર મેહરામણજી છે. સંપુર્ણ ૮૪ લેહેરો ૧૦૪ ચિત્રકાવ્ય સહિત પૃષ્ટ ૮૭૫ સોનેરી ગીલ્ટના પુંઠા સહિત કિંમત રૂ. ૮-૦-૦ પોસ્ટેજ ૧૦ આના જુદા.**

મળવાનું ઠેકાણું :-

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ધર્મ વિજય પ્રી. પ્રેસ ૨૪ રતનપોળ.—અમદાવાદ.